# પ્હેલી આવૃત્તિની

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં ગીતકાવ્યોના અનેક સ્વરૂપોમાં ગરબીનું પણ એક પ્રચલિત મધુર સ્વરૂપ હવે શિષ્ઠ મનાવા લાગ્યું છે. પ્રાચીન ગુર્જર કાવ્યોમાં રાસ, રાસડા ઇ૦ નાં કોઈ કોઇ પ્રસંગે દર્શન થાય છે, પરંતુ તે સમયના પ્રસિદ્ધ સાહિત્યમાં તે માત્ર વિરલ ડોકીયાં કરતાંજ જણાય છે. વાસ્તવિક રીતે જોતાં ગુજરાતમાં કાવ્યના એ સ્વરૂપને સવિશેષ લોકપ્રિય બનાવી તેને ગુર્જર જનસમાજનાં સર્વ પટાન્તરોમાં સર્વવ્યાપી કરનાર, કાવ્યની મધુરતાને સ્ત્રીઓના મીઠાશભર્યા કંઠદ્વારા પ્રવાહ આપી રેલાવનાર, તો રસિક કવિ દયારામભાઇજ હતા. તેમના સમયથી રેલાતા રહેલા એ રસાનન્દમાંકવિ નર્મદાશંકરે, સાક્ષર નવલરામે તથા કવિ દલપતરામે કેટલીક વૃદ્ધિ કરી હતી; પરંતુ આમાંના છેલ્લા લેખકોની કૃતિઓ સ્ત્રીઓના એકદેશીય વર્ગ માટે, બાલિકાઓ માટે, વિશેષ હોવાથી તે સ્ત્રીસમાજમાં સર્વવ્યાપકતા સંપાદન કરી શકી નથી. ત્યાર પછી અર્વાચીન નવીન સાહિત્યમાં, સંગીત કાવ્યોના ઉચ્ચ પ્રદેશમાં વિહાર કરનાર રા. નરસિંહરાવે, દયારામભાઇએ પોષેલી ગરબીસુન્દરીને કલ્પના અને ઉન્નત કાવ્યપ્રતિભાની સહચરી બનાવી પોતાના ઉડ્ડયનમાર્ગમાં ઘણેક પ્રસંગે સાથે રાખી તેને સવિશેષ માન આપ્યું છે. તે સમય પછીથી કલ્પના અને કાવ્યપ્રતિભાની સાથે ગરબીસખીના આવા સાહચર્યથી ઉદ્‌ભવતા અનુપમ આનન્દનો અનુભવ કરનાર અન્ય લેખકો પણ પ્રસંગોપાત્ તેને અપાતા આ માનમાં પોતાની સંમતિ તથા પુષ્ટિ આપે જાય છે; અને એ રીતે કાવ્યજગત્‌માં ગરબીઓનું સ્વરૂપ પણ એક મનોરંજક અંગભૂત બની પ્રતિષ્ઠા પામતું રહ્યું છે.

વર્તમાન સમયમાં પ્રજાવર્ગમાં એકત્રતાની ઘટના રચવાના ઉદ્દેશથી નાના પ્રકારની પ્રવૃત્તિઓ જાગ્રતિ પામી છે, અને અનેક પ્રસંગે કરવામાં આવતાં સંમેલનો તેવાજ ઉદ્દેશની સિદ્ધિનાં પરિણામો છે. એક પક્ષે પુરૂષવર્ગ વિવિધ હેતુ પુરઃસર આવાં સંમેલનો મેળવી કાર્યસિદ્ધિ સાથે પરસ્પર સમાગમનો આનન્દ અનુભવે છે; તેમ અન્ય પક્ષે સન્નારીવર્ગમાં પણ પ્રસંગોપાત્ સહવાસી થઇ, વાર્તાવિનોદથી તેમજ સુકોમળ સંગીતના રસપ્રવાહથી રસેલો આનન્દ માણવાની અભિલાષા ઉદ્દીપ્ત થાય એ ઇષ્ટજ છે. કાંઇક આવાં કારણોથી તે વર્ગમાં ગરબામંડળોના સમારંભ રચાય છે. તેવે પ્રસંગે તેમના આનન્દને ઉન્નત સ્વરૂપ આપવા અર્થે, તેમ ઉચ્ચ સાહિત્યના વિનોદનું પાન કરાવવા વાસ્તે, ઉપર સૂચિત ગરબીના આકારવાળાં ગીતકાવ્યોની એક મનોહર માળા તેમને અનુપમ આનન્દનું સાધન થાય એ સ્વાભાવિકજ છે. વળી આવી ગીતકાવ્યમાળા એક અન્ય ઇષ્ટ હેતુ સિદ્ધ કરે એમ છે. સામાન્યપણે, ઉત્તમ લેખકોની—કવિઓની કૃતિઓનો આસ્વાદ જનસમાજમાં વિશેષે કરીને વિદ્યાવાન રસિક પુરૂષવર્ગજ લે છે. અને સામાન્યજનો, ખાસ કરીને આપણો હાલનો સ્ત્રીવર્ગ, તેના રસપાનથી દૂરજ રહે છે. પરિણામે તેવા લેખકોનાં હૃદયોને સામાન્ય હૃદયો સાથે એકતા પ્રાપ્ત કરી શકવાના પ્રસંગો વિરલજ થઇ પડે છે. પરંતુ સન્નારીઓના હસ્તમાં મુકવા ગુંથેલી આવી ગીતકાવ્યમાળા એક પક્ષે કવિઓનાં કાર્યોને જનસમાજનાં ઉડાં પડોમાં પહોંચાડવામાં, તેમજ અન્ય પક્ષે સન્નારીવર્ગને, વિશુદ્ધ રસિક આનન્દનો લાભ આપી સાહિત્ય અને સંગીતના વિમાનદ્વારા તેમની હૃદયભાવનાઓને ઉચ્ચગામી કરવામાં, સાહાય્ય આપે છે.

કાવ્યના અલૌકિક માધુર્યનું સંગીતના હૃદયરંજક માધુર્ય સાથે સંમેલન થતાં, કેવા ઉચ્ચ પ્રકારની રસોત્પત્તિ થાય છે એ સુન્દરીઓના ગરબા મંડળોને નીહાળનાર તથા શ્રવણ કરનાર રસિક સજ્જનોને સુવિદિતજ છે, અને બન્ધુસમાજ તરફથી પ્રકટ થયેલી " ગીતમાળા ભાગ ૧ લા " ની લોકપ્રિયતા તથા સફલતાએ તે વિશેષ સિદ્ધ કરી આપ્યું છે. સ્થળે સ્થળે સન્નારીઓ તેમજ બાલાઓના મધુર કંઠમાંથી આલાપાયેલાં આ અલ્પ સંગ્રહમાંનાં કાવ્યો અનેક ગરબામંડળોમાં આનન્દરસ રેલાવી રહેતાં દૃષ્ટિએ પડયાં છે, અને ઘણેક પ્રસંગે તેમાંનાં ઘણાંક કાવ્યો તરફ સવિશેષ પક્ષપાત કરવામાં આવ્યાનું પણ કહેવાય છે. અતિ અલ્પ સમયમાં તે સંગ્રહની સર્વ પ્રતો પૂર્ણ થઇ રહ્યા પછી પણ વારંવાર તેને માટે નગરનગરાન્તરેથી થયે જતી માગણીએ તેની બીજી આવૃત્તિની આવશ્યક્તા ઉત્પન્ન કરી હતી, અને તે પ્રસિદ્ધ પણ થઇ ચુકી છે. આ પ્રમાણેની વસ્તુસ્થિતિથી ઉત્સાહિત બની ગુર્જર સાહિત્યસરોવરમાંનાં બીજાં ગીતકાવ્યકમળોની સુવાસિત માળા સુન્દરીઓની ગ્રીવામાં આરોપવાની ઉત્કંઠા એ આ ગીતમાળા ભાગ ૨ નું જન્મકારણ છે.

સામાન્ય રીતે કેટલાક લેખકોની વૃત્તિ પોતાનાં કાવ્યોને ગરબીની આકૃતિ આપવા તરફ આકર્ષાતી રહે છે એ ખરૂં છે. છતાં સભ્ય સમારંભમાં ઉચ્ચારાઇ શકાય એવાં, સામાન્ય ઉપયોગના વિષય દર્શાવતાં, વિશુદ્ધ ભાવના ઉત્તેજનારાં, અને ઉચ્ચ પ્રતિની કાવ્યપ્રતિભાવાળાં, ગરબીના આકારમાં આલેખાયેલાં-ગીતકાવ્યોની ગુજરાતી સાહિત્યમાંથી પુરતી સંખ્યા સંગ્રહવી એ ઘણું કઠિન છે. આ ગીતમાળામાં ગુંથેલાં સર્વ ગીતો પણ આ સર્વ ગુણોથી સંપન્ન છે એમ કહેવું એ કદાચ તદ્દન વાસ્તવિક નહિં મનાય, છતાં આ સંગ્ર-

હમાં તે ગુણો તરફ લક્ષ રાખવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે. *૧૦૬ તથા ૧૦૭ મા નંબરનાં ગીતોની પસંદગી તેમાં રહેલા ધીમા હાસ્યરસ માટેજ કરવામાં આવી છે, અને બીજાં ઘણાં ગંભીર ગીતોના ગાનનો શ્રમ શમાવી આનન્દરંગ રેલાવવાના કાર્યમાં, કેટલાક સમારંભોમાં તેમણે પ્રિયતા પ્રાપ્ત કરેલી દૃષ્ટિએ પડી છે. સામાન્ય રીતે ગરબામંડળોમાં ગરબીના રાગનીજ આવશ્યકતા મનાય છેઃ છતાં કેટલેક પ્રસંગે હિંડી, મહાડ અને ભૈરવીનો પણ સફળતાથી ઉપયોગ થતો અનુભવાયો છે. વાસ્તવિક રીતે જે રાગના નિયમિત તાલ ગીત ઝીલનારી સન્નારીઓની તાળીને અનુકૂળ થઇ પડે એમ હોય તેનો આવા પ્રસંગ માટેનાં ગીતોમાં સમાવેશ થઇ શકે; અને તેથી તે પ્રયોગની સફળતાની પ્રતીતિ મેળવવા અર્થે આ સંગ્રહમાં બે મહાડ રાગનાં ગીતોને પ્રવેશ આપ્યો છે.

ગીતમાળા પ્રથમ ભાગની પેઠે આ સંગ્રહમાં શબ્દાર્થ આપવાની ઇચ્છા હતી, પરંતુ પુસ્તકપ્રસિદ્ધિની ત્વરાએ તે ઇચ્છાને ભાવિ પ્રસંગને ખોળે સુવાડી છે. કર્તાનાં નામની તેમજ ગીતોની પ્રથમ લીટીની અનુક્રમણિકા ઉપરાંત રાગોની અનુક્રમણિકાનો વિશેષ સમાવેશ વાચકોની અનુકૂળતા અને સરળતામાં વૃદ્ધિ કરશે એ નિઃસંશયછે.

સદોષતા એ મનુષ્યકૃતિનું અનિવાર્ય અંગ છે; અન્ય આવૃતિ સમયે તે કેટલેક અંશે પણ દૂર કરી શકાય એવી વાચકો તરફની સૂચનાઓ સંગ્રહકર્તાને ઘણો આભારી કરશે.

સંવત ૧૯૬૬ ભાદ્રપદ કૃષ્ણપક્ષ. ૧૦.
અમદાવાદ.

શંકરરાય અમૃતરાય.

---

* બીજી આવૃત્તિમાં ૧૦૯ તથા ૧૧૦ મા નંબરનાં.

## બીજી આવૃત્તિની

# પ્રસ્તાવના.

ગીતમાળા ભાગ ૨ જાની પ્હેલી આવૃત્તિ કેટલાંક વર્ષો થયાં સંપૂર્ણ થયા પછી આજ તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી આકાંક્ષી વાચકવર્ગ સમક્ષ મુકવામાં આવે છે. પ્રથમ આવૃત્તિમાંનાં નંબર ૧૦૩ તથા ૧૦૪ નાં ગીતો કાંઇક લાંબાં અને અરૂચિકર લાગવાથી તે બદલી તેને સ્થાને બીજાં નંબર ૧૦૩ થી ૧૦૭ નાં ગીતો મુકવામાં આવ્યાં છે; તે સિવાય બીજો કાંઇપણ ફેરફાર આ આવૃત્તિમાં કરવામાં આવ્યો નથી.

આશા છે કે સંગીતપ્રિય સન્નારીવર્ગ આ આવૃત્તિને પ્રથમની પેઠેજ આદર આપી તેની ઉપયોગીતા સિદ્ધ કરશે.

ગીતમાળા ભાગ ૧ લા તથા ભાગ ૨ જાની ઉત્કંઠિત લોક-પ્રિયતાથી પ્રેરાઈ ભાગ ૩ જાની યોજના રચવામાં આવી છે, અને તે પણ થોડાક સમયમાં પ્રસિદ્ધ થવા સંભવ છે.

સંવત ૧૯૭૩<br>વૈશાખ સુદી ૧૫.<br>અમદાવાદ.



સંગ્રહકર્તા<br>શંકરરાય અમૃતરાય.



# વિષયસૂચન.





## ૧. ईश्वरस्मरण



## ૨ धर्मबोध.

## ३ जीवननीति.

## ૪. स्नेहनिरुपण.

## ૫. विश्वलीलादर्शन.

## ૬ વિવિધ.





# કર્તાનાં નામવાર અનુક્રમણિકા.

# ગીતોની પ્રથમ લીંટી પ્રમાણેની અનુક્રમણિકા.

# રાગોની અનુક્રમણિકા.

---

# ગીતમાળા.

## ભાગ ૨ જો.

### ૧. ગૃહદેવીઓનું મંગલગીત.

(આ અલબેલી દીસોછો આજે રંગમાં રે લોલ:—એ રાગ.)

અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ;
અમે સ્વર્ગથી સંસારતટે ઉતર્યાં રે લોલ,
અમે શાન્તિ ને આનન્દ બધે રેલીએ રે લોલ;
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ.
અમે વાણીથી સ્વર્ગસુધા રેડીએ રે લોલ;
અમ નેણુમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ.
અમે ધાત્રીઓ સંસારની કહેવાઇએરે લોલ;
અમે વીર કાંઇ ઉછંગમાં હૂલાવીએ રે લોલ.
અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે લોલ;
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએ રે લોલ.
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ;
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ,

દુઃખી માનવીનું શીર અંક રાખીએ રે લોલ;
અમે ઉતર્યાં રોતાંનાં આંસુ લુછવા રે લોલ.
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે લોલ;
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર શાં રે લોલ.

**અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ,**
**અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ.**
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ;
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ.

નર્મદાશંકર બાળાશંકર.

---

## ૨. આમંત્રણ.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ—એ રાગ )

આજ દિવસ અનુપ આનન્દનો રે લોલ,
ગાઓ સુરસ ગાન મધુર કંઠ,
ભગિની બન્ધુઓ ! રે લોલ ! દૂર, દૂર, વાદ્ય દિવ્ય
વાગીયાં રે લોલ.
(સાખી) વાગે અનુપમ વાંસળી હેમાં એક અમૂલ,
વગાડનારો વિશ્વમાં સંતાઇ રહ્યો કો ગૂઢ;

(મૂળચાલ) ભગિની બન્ધુઓ ! રે લોલ !
દૂર દૂર વાગતી એ વાંસળી રે લોલ !

વાંસળી તણા સુરો ઉરે ભરી રે લોલ,
એકતાન થઇ મચાવી ગાન,
ભગિની બન્ધુઓ ! રે લોલ !
દિવ્ય વાદ્ય સાથ સુર મેળવો રે લોલ.

(સાખી) કાળી રજની જો ટળી, ઉષા હસેશાં હાસ !
ફૂલડાં વેરી આંગણે, ઉભી રમવા અલૌકિક રાસ,—
ભગિની બન્ધુઓ ! રે લોલ !
દિવ્યરાસ સંગ તાલ સાચવો રે લોલ.

(સાખી) અણગણ યુગનાં પગથિયાં ચઢિયાં આપણ કાંઈ,
ચઢવાં હજી બાકી ઘણાં, બળ અભિનવ પ્રેરે આંહિ,-
ભગિની બન્ધુઓ ! રે લોલ !
દિવ્ય વાદ્યના સુરો મનોહરા રે લોલ.

(સાખી) રગ રગ એ ઉત્સાહબળ વ્હેતું રહો ચિરકાળ;
ડગ ડગ તાલ ધરી રમો, રાસ યુવતિ, યુવક, વૃદ્ધ, બાલ !-
ભગિની બન્ધુઓ ! રે લોલ !
શારદા સમીપ આવયાં રે લોલ.

સુદિન આજ આ અકથ આનન્દનો રે લોલ,
એક સુરે ગાઓ મધુર ગાન,
ભગિની બન્ધુઓ ! રે લોલ !
દિવ્ય વાદ્ય સંગ સુરો મેળવી રે લોલ.

નરસિંહરાવ ભોળાનાથ.

---

# ૧ ईश्वरस्मरण.

---

## ૩. પ્રભુને આમંત્રણ.

( નાથ કૈસેં ગજકો બંધ છુરાયો—એ રાગ )

પ્રભુ ! મ્હારા હૃદયમન્દિરે પધારો;
સુનીતિ સુધર્મ વધારો. પ્રભુ૦

કરૂણા કરો સુમતિવર માગું, નિંદ્ય બુદ્ધિને નિવારો;
ક્ષમા કરો અપરાધ વિસારો, બાંહ્ય ગૃહી મને તારો.પ્રભુ૦

ઉત્પત્તિ જીવની આપ કરો છો, પાલનલાલન પ્રીતે;
તાડનની પણ શક્તિ તમારી, શાસ્ત્ર વદે છે સુ રીતે. પ્રભુ૦

ષડ્રિપુ જગને જે ઠગનારા, જીવને બંધનકારી;
રાખો પરા પ્રભુજી મુજ મનથી, અંતર વિનતિ ઉતારી પ્રભુ૦

દેવ દાનવ તેમ માનવ કોઈ ગહુન ગતિ નવ જાણે;
નિર્મ્યો ભાગ સર્વ કો ભજવે, પાત્ર નાટકનાં પ્રમાણે. પ્રભુ૦

સંરક્ષણ ક્ષણ ક્ષણ તું કરે છે, ઉપકૃતિ ઉરમાં ન માયે;
મહિમા તારો અદ્‌ભુત મોટો ત્રિભુવનમાં તે ગવાયે. પ્રભુ૦

સર્જનહાર આધાર તમારો, તારો, પાર ઉતારો;
છોટાલાલના સ્વામી સુણજો, આરતના ઉચ્ચારો. પ્રભુ૦

છોટાલાલ સેવકરામ.

---

## ૪. હરિદર્શનની લાલસા.

( શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે—એ રાગ. )

મ્હારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.

શોક મોહના અગ્નિ રે તપે, ત્હેમાં તપ્ત થયાં;
નથી દેવનાં દર્શન રે કિધાં, ત્હેમાં રક્ત રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા;
નથી અણું પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા;
બ્રહ્મ બ્રહ્માંડઅળગા રે ઘડીએ ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ ત્હેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ ત્હોયે કંઇ દિનની !

સ્વામી સાગર સરિખારે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનીયાં રે પ્રભુ ! કયારે ઉઘડશે ?
આવાં ઘોર અંધારાં રે પ્રભુ ! કયારે ઉતરશે ?

નાથ એટલી અરજી રે, ઉપાડો જડ પડદા;
નેનાં ! નિરખો ઉંડેરૂં રે, હરિવર દરસે સદા,
આંખ ! આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

-ન્હાનાલાલ દ. કવિ.

---

## ૫. સંકટ સમયે પ્રભુયાચના.

( કામણ દિસે છે અલબેલા તારી આંખમાં રે,-એ રાગ )

મ્હારી લાજ તારે હાથે, નાથ ! નિભાવજો રે;
દીનાનાથ ! દયાળ ! દયા અદ્‌ભુત દર્શાવજો રે. મ્હારી૦

સંકટથી સોસાઉં મોરારિ ! લેજો અંતર્યામિ ! ઉગારી,
હવે ગયો છું હારી, બાપ ! બચાવજો રે.— મ્હારી૦

* * * * *

અહિતને હિતમાં અણસમજુ, કૃત્યાકૃત્ય વિષે શું સમજું ?
ભજું તજું શું ? માધવ ! માર્ગ બતાવજો રે.— મ્હારી૦

કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુપદ હોય હજી જો પ્યારૂં;
મંગલ કરવા મ્હારૂં, અંગદ આવજો રે.— મ્હારી૦

કેશવલાલ હરિરામ.

## ૬. પ્રભુપ્રીતિ.

( આવો આવોને બ્હેની આજ, આપણ રમીએ રે;—એ રાગ. )

મ્હારી પ્રીતિ, પ્રાણ આધાર ! તમ સંગ લાગી રે;
મ્હેં તો અસત્ય જગતથી, નાથ ! આશા ત્યાગી રે.

એક તમે તમારા જન તે મને પ્યારા રે;
મ્હારા જીવલડાથી નાથ ! ન રહો ન્યારા રે,

પ્રભુ તમથી વિમુખ નરનાર, પશુવત દીસે રે;
તમ વિના તે બીજે ક્યાંય મન નવ હુસે રે.

પ્રભુ કલ્પતરૂ તમે શ્યામસુંદર છો વ્હાલા રે;
ચિંતામણી ચતુર સુજાણ છો અલબેલા રે.
બીજું સર્વે તમ વિના શુન્ય સિંધુ ખારો રે;
મારે પ્રેમાનંદના નાથ! ભરોંસો ત્હારો રે.

પ્રેમાનંદ સ્વામી.

---

## ૭. પ્રભુની ભક્તવત્સલતા.

( સહુ સખીઓ હળી મળી આવો આજ, આપણ કરીએ ઉજાણી–એ રાગ.)

હરિ એક ચિત્ત ભાવે ભજવો બેન, ભૂધર ભક્તિ ભૂખ્યો છે.
હરિ ભજવો તો નિષ્કામે બેન, ભૂધર૦
હરિ સંકટ–કટક ન આણે બેન, ભૂધર૦
હરિ અદૃશ્ય રહી સાહ્ય કરશે બેન, ભૂધર૦
હરિ દર્શનનો નહિ લોભી બેન, ભૂધર૦
હરિ ધ્યાન વિષે તમે જોશો બેન, ભૂધર૦
હરિ ભૂંડાં ગીતે રૂઠે બેન, ભૂધર૦
હરિ સમ ભાવે જન જોયે બેન, ભૂધર૦
હરિ દુર્જનને તો દંડે બેન, ભૂધર૦
હરિ ઠાઠમાઠથી નવ રાજી બેન, ભૂધર૦

હરિ કુબજાને ઓદ્ધારી બેન, ભૂધર૦
હરિ અંતરની સહુ જાણે બેન, ભૂધર૦
હરિશું નીતી વિવેકે રહેજો બેન, ભૂધર૦
હરિકિરપાને સંપાદો બેન, ભૂધર૦
હરિ નિર્ગુણ ભક્તિયે મુક્તિ બેન, ભૂધર૦
હરિ એક વાર જય હરિ બોલો બેન, ભૂધર૦

કવિ નર્મદાશંકર.

---

## ૮. પ્રભુનું નિત્ય સ્મરણ.

( સુડલા કોયલડીને વીનવે રે:–એ રાગ. )

પ્યારા પ્રભુજી તમને વિનવું રે, એવી મતિ દેજે નાથ,
કૃપાળું હે તાત !–કદી હું તમને નવ ભુલું રે.
નિમગ્ન રહું તુજ ધ્યાનમાં રે; ગાળું એવા દિન રાત,
દયાળું હે નાથ !–કદી હું તમને નવ ભુલું રે.
દુ:ખના સમયમાં વિશ્વાસથી રે, તારી સદા રાખું હામ,
કૃપાના હે ધામ !–કદી હું તમને નવ ભુલું રે.
આશા નિરાશા ને નવ લહું રે, ચિત્ત રહે મુજ શાંત,
દયાળું હે કાન્ત !–કદી હું તમને નવ ભુલું રે.

રંક બાળક અપરાધી છું રે, ક્ષમા કરો મુજ પાપ,
કૃપાળું હે બાપ !—કદી હું તમને નવ ભુલું રે.

સૌ. સુમતિ.



## ૯. પ્રભુભક્તિ.

( ક્યાં ગયો પેલો મોરલીવાળો, મનના ઘુંઘટ ખોલી રેઃ—એ રાગ. )

શ્રી સદ્દગુરૂ ભજ ભાવે પ્રાણી! શ્રી સદ્દગુરૂ ભજ ભાવે રે.
વિશ્વેશ્વર તે વિઘ્નવિનાશક, ભક્તતણે વશ કહાવે રે. શ્રી૦
કુટિલ હૃદયે યુગ ધ્યાન ધરે પણ સ્વપ્ને નાથ ન આવે રે,
સરળપણે ધરી પ્રેમ ભજે તો, સત્વર સામા આવે રે. શ્રી૦
અનંત નામ તણા પતિ તદપિ, નામાતીત સુહાવે રે,
હરિ હર બ્રહ્મ ગુરૂ પરમેશ્વર, સ્મરીએ જે મન ફાવે રે. શ્રી૦
અધિક અધિક ધરી પ્રીત પ્રભુ શું, ભજીયે જેમ જેમ તાવે રે,
નૃસિંહ પ્રભુ વળતા કરૂણા કરી, દુઃખ ટાળી સુખ લાવે રે. શ્રી૦

શ્રીમન્ નૃસિંહાચાર્ય.



## ૧૦. જગત્‌જનનીનું સ્તવન.

( પૂજવા જઈએ સુખીયાં થઈએ ઈ૦—એ રાગ. )

આ ચન્દ્ર ચઢયો આકાશે, સજની ! નિર્મળ કેવો શોભે રે;
અગણિત તારા તરૂવર તે શું નભચંદરવો ઓપે.
પ્રભુનો મહિમા આ.

ચન્દ્ર તણા આ અજવાળામાં સૃષ્ટિ રૂપેરી લાગે રે,—
એવા આ આનન્દી સ્થળમાં મન ચિંતા સઉ ત્યાગે;
આવો સખી આ સ્થાને.

ગરબો ગાઇએ જગજનનીનો, બ્હેનો ! મળીને સંગે રે,
સહુ સહુના શણુગાર સજો, ને આભરણુ પ્હેરો અંગે;
ગરબો ગાવાને.

જગજનની અંબા માતાને પ્રેમે પ્રણમી નમીએ રે,
સ્હાય કરો મા ! અમ બાળકની, શરણે આવી રહીએ;
માનાં બાળક સહુ.

આ જગ તો દુઃખરૂપ ઘણું છે, કરૂણા માતા ! કરજો રે,
આપતણી ભક્તિ જ સધાયે—સદ્‌ગુણ એવા ભરજો;
ભક્તિ કરવાને.

સ્ત્રીજાતિ અબળાનું, માતા ! શીયળરક્ષણ કરજો રે,
વિપત્તિમાં સ્હાય થઇ, મા ! દુષ્ટનું ભક્ષણ કરજો;
શીયળ સાચવજો.

કામ ક્રોધ ને મદ મત્સર—એ ચોરતણો ભય લાગે રે,
શૂર અર્પો, મા ! સદ્‌વૃત્તિનું, જેથી ડર સહુ ભાગે,
માત કૃપાળુ છો.
મંગળેશ્વર વેણીરામ.



## ૧૧. ઈશ્વરપ્રાર્થના.

( સારૂં સારૂં રે સુરત શેહેર છ૦--એ રાગ. )

હે વિશ્વપતિ ગુરૂદેવ, દયા કરી ઝાંખો રે;
આ ભક્તપ્રતિ ધરી પ્રેમ, પ્રભો નિજ નાંખો રે.
(આ) અજ્ઞાને ઘેરેલા જીવને અવર નથી આધાર રે;
આપ સ્મરણ દુઃખહર ગણ્યું કરતા,તે શુણી લો ભવપાર, દયા૦
અકળકળાના પતિ વિભુ ! પ્રીતે કર જોડી વદુ વેણ રે;
સદ્‌ગુણ આ ઉર સ્થાપી, ટાળો દુર્ગુણ સહુ દુઃખદેણ. દયા૦
અભયવરદ પ્રભુ ! આ અવનીમાં તે જનને ધિક્કાર રે;
જેણે જન્મી કરી નહિં ભક્તિ, ન ધર્યો પ્રભુપદ પ્યાર. દયા૦
જય જય દીનબન્ધુ જગરાયા, કાયા ધન મન જુઠું રે;
આપકૃપાબળ પામ્યા વિણુ ના જાગ્રત થઇ હું ઉઠું. દયા૦
ક્ષણ ક્ષણ વિનયવડે મન મધ્યે, પ્રીતે કરૂં નમસ્કાર રે;
નૃસિંહ પ્રભુ હું રંક તણા તે પ્રેમે કરજો સ્વીકાર. દયા૦

શ્રીમન્ નૃસિંહાચાર્ય.



## ૧૨. પ્રભુસંગમાં આનંદ.

(ચાલી ચાલી ગોકુળની વ્રજનાર કે મહીડાં વેચવા રે લોલઃ–એ રાગ.)

વા'લા મારા વૃંદાવનને ચોક કે વે'લા પધારજો રે લોલ,
વા'લા મારા ગોકલની વ્રજનાર કે વેગે બોલાવજો રે લોલ.

અમને રમવાના છે કોડ કે વા'લા સંગ બેલડી રે લોલ,
લેવા મુખડાનો મકરંદ કે મળી તેવ તેવડી રે લોલ.

સારી શરદ પુનમની રાત કે સુંદર સોહામણી રે લોલ,
અમને રાસ રમ્યાના કોડ કે રંગભર ભામનીરે લોલ.

વા'લા મારા ગોકુલીએ પધાર્યા તે અમને તારવા રે લોલ,
વા'લા મારા લાકલડી સાહી તેઉ ધેનો ચારવા રે લોલ.

રૂડું જમનાજીનું નીર કે ત્રટ રળીયામણું રે લોલ,
રૂડી બંસીબટની છાંય કે સુંદર સોહામણી રે લોલ.

ફરતું ગાન કરે વ્રજનાર કે વચમાં વાલમો રે લોલ,
મળીયો વ્રજવનિતાનો સાથ કે તાલી લે હાથમાં રે લોલ.

પ્રગટ્યું પુરવ જનમનું પુણ્ય કે ત્રેહે તાપ હણ્યો રે લોલ,
નાચે નરસૈયો આનંદે કે રસ વાધ્યો ઘણો રે લોલ.

નરસિંહ મેહેતા.

## ૧૩. દુઃખવિદારણ માટે યાચના.

( સુન્દર શામળિયા, નામ જપું નિત ત્હારૂં.—એ રાગ. )

પ્રભુ દુઃખ દૂર કરો, વળી વળી વિનવું સ્વામી,
ઉરમાં શાંતિ ભરો, ભીડભંજન હે અનામી. પ્રભુ૦

મંદમતિના દોષ વિસારો, આર્ત હૃદયના પ્રલાપ સ્વીકારો,
બગડતો પ્રભુ મુજ જન્મ સુધારો,દાખવી ભવસાગરનો આરો,
કરો ઉર નાથ ! અકામી. પ્રભુ૦

માગી કરીને સંપત્તિ આણી, મૂઢ મતિ ના સંઘરી જાણી,
વિલપું હાવે ક્લેશને માણી, નાથ ! દયા કરો સ્થિતિ પિછાણી,
દ્યો સુખ હે મોક્ષધામી ! પ્રભુ૦

વૃત્તિ સંયમ રત્ને જાણ્યો, મહા પ્રયત્ને અનુભવ માણ્યો,
દુર્લક્ષ્ય આત્મા ઉર પીછાણ્યો, પ્રેમ પ્રસારી નિજ ગૃહ આણ્યો,
શમું પદમાં સુખ પામી. પ્રભુ૦

પ્રમાદવશ થઈ સુખને ખોયું, સુરતરૂનું બીજ ઉખરે બોયું,
ના ફળતાં મુજ મનડું રોયું, પાછું વળીને કદી નહીં જોયું,
તેથી પડી ગઈ ખામી. પ્રભુ૦

રાજસ વૃત્તિની એ એંધાણી, દુઃખ વ્હોરે છે જોઇ જાણી,
પણ ના લેતી સત્વ પીછાણી, પ્રભુમાં ભળ હવે ભગિની શાણી,
હરિ ! હરો ખામી. પ્રભુ૦

નષ્ટ સંપત્તિ પુનઃ પ્રભુ આપો, વૃત્તિ સંયમ સ્થલમાં સ્થાપો,
ઉપાધિ ઉરથી સઘ ઉથાપો, પ્રભુ! હરો મુજ ઉરના તાપો,
દૃઢ કરો રહુ પદ જામી. પ્રભુ૦

બાહિર ભલે વિધ વિધ કૃતિ ભાળું,અંતર ધ્યેય જણાય રૂપાળું,
બળ દો એવું દીન દયાળું, સાધન નથી હું દહું મન કાળું,
દાબો મનને ડામી. પ્રભુ૦

સમતા શાંતિ પ્રિયતમ મારા ગુણો થઇ રહે, ના કદી ન્યારા,
અર્પો તે મુજને પ્રભુ પ્યારા, કૃપાવૃષ્ટિની યાચું ધારા,
સંતત શિરને નામી. પ્રભુ૦

વનિતાવિશ્રામનાં વ્યવસ્થાપક.

---

## ૧૪. પ્રભુની સર્વવ્યાપકતા.

( નાથ કૈસે ગજકો બંધ છુરાયો:—એ રાગ. )

વિભુ! તું તો વિશ્વ સર્વમાં વ્યાપ્યો;
તુજ મહિમા જાય ન માપ્યો. વિભુ૦

પાવકમાં તું પ્રગટ રહ્યો છું, જળમાં નિવાસ છે તારો;
આકાશે અવકાશ છે તારો, પૃથ્વી થકી નથી ન્યારો. વિભુ૦

પવન તત્વમાં પ્રસરી રહ્યો તું, સૃષ્ટિ સકળ રચનારો;
ઉદ્દભિજનાં પણ રૂપ વિવિધમાં પ્રૌઢપ્રભાવ છે તારો. વિભુ૦
સવિતા શશીમાં તેજ છે તારૂં સુખરૂપ સર્વને સ્થાપ્યું;
તારાઓમાં પણ તુંજ પ્રકાશે, સર્વત્ર ચૈતન્ય વ્યાપ્યું. વિભુ૦
પ્રાણીમાત્રમાં પ્રાણરૂપે થઇ શુદ્ધ સ્વરૂપ વિરાજે;
મેઘમંડળમાં વિદ્યુત સાથે ગર્જના ગૌરવ ગાજે. વિભુ૦
પંચભૂતના મન્દિર મધ્યે પરબ્રહ્મ પોતે પ્રકાશે;
જન અજ્ઞાની જોઇ શકે નહીં, વ્યાકુળ થઇને વિમાસે. વિભુ૦
ઉપજે ખપે જીવ જે જે જગતમાં, હોય લઘુ કાં મોટા;
જળથી ઉપજે લય પણ જળમાં, પાણીતણા પરપોટા. વિભુ૦
પૃથક્ પૃથક્ રૂપ દેહ તણાં જે, એક જ પ્રભુના ઉપાધિ;
જ્ઞાની જન મન ભેદ ન ભાસે, સેવક સુત એ સમાધિ, વિભુ૦

છોટાલાલ સેવકરામ.

---

## ૨ ધર્મબોધ.



### ૧૫. દિવ્ય ધામ.

( મ્હારૂં ગોકુળ જોવાને આવ રે મથુરાંના વાસી.—એ રાગ. )

જાગી જો તું મનુજના બાળ રે પેલા દિવ્ય કિનારા !
ઝળકે જ્યોત્સ્નામય વિશાળ રે, પેલા દિવ્ય કિનારા !

દૂર પડયા દિવ્ય દેશ એરે, મધ્યે ગાઢાં અરણ્ય;
કઠણ કરોડો ચઢવી ઉતરવી, ત્યહાં જાવાનો માર્ગ
ન અન્ય રે, પેલા૦

ઉંચા આ ગિરિશૃંગથી રે દીસે કિનારા એ દૂર,
ગાજે જ્યહાં ગંભીરૂં મધૂરૂં પેલું અમૃતત્વ સિન્ધુનું
પૂર રે. પેલા૦

પન્થ અરણ્ય ચીરી જતો રે, અંતે ઉંચી જ્યહાં કમાન,
દ્વારપાલ મૃત્યુનામક ઉભો; જાવું તે મહિંથી
અવસાન રે. પેલા૦

માર્ગ દીસે આ શિખર થકી રે શીઘ્ર જવાના અનેક,
તે સર્વ ગુહ્ય ગર્ત વિષે જઇ અટકે; સાચો ન એ
તો એક રે. પેલા૦

માટે તું થા સજ્જ ધૈર્યથી રે દીર્ઘ પ્રયાણુને કાજ;
કંટક ચરણે પથમાં સરે તો પાછો,ન વળ્ય તું સહુસાજરે. પેલા૦

એહુ કિનારે દિવ્ય વાલુકારે ધારે અદ્દભુત પ્રભાત;
સ્પર્શતાં વાંત જાય રૂઝાઇ ભવકંટકના સહુ ઘાવ રે. પેલા૦

ધ્વજપટ મુજ આ શીતળ છે રે અદ્દભુત ગુણનિધાન,
હૃદય વિષે વિસ્તારી પાથરતાં ભવ-અંગાર પામે;
નિર્વાણ રે. પેલા૦

ભસ્મ થઇ એ અંગારની રે વેરંતાં હૃદય-ઉદ્યાન,
પુણ્યતરૂ ઝટ કુસુમિત થાશે, થાશે ફલિત જતાં
અવસાન રે, પેલા૦

નરસિંહરાવ ભોળાનાથ.



## ૧૬. પ્રભુસ્વરૂપ.

( સુણ સાહેલડી રે, મ્હારે નંદકુંવરશું નેહઃ—એ રાગ. )

બોલ્યા શ્રી હરિ રે, સાંભળો નરનારી હરિજન;
મારે એક વાતા રે, સંભળાવ્યાનું છે અતિ મન.
મારી મૂરતિ રે, મ્હારો લોક ભોગ ને મુક્ત;
સર્વે દિવ્ય છે રે, ત્યાંતો જોયાની છે જુક્ત.

મ્હારૂં ધામ છે રે, અક્ષર અમૃત જેનું નામ;
સર્વે સમૃદ્ધિ રે, શક્તિ ગુણે કરી અભિરામ.
અતિ તેજોમય રે, રવિ શશિ કોટિક વારણે જાય;
શીતળ શાંત છે રે, તેજની ઉપમા નહિ દેવાય.
તે માંહિં હું રહું રે, અનેકધા દિવ્ય સદા સાકાર;
દુર્લભ દેવને રે, મ.રો કોઇ ન પામે પાર.
જીવ–ઇશ્વર તણો રે, આદિ કાળ પુરૂષ પરધાન;
સૌને વશ કરૂં રે, સૌનો પ્રેરક હું ભગવાન.
અગણિત વિશ્વની રે, ઉદય ને પાલણ પ્રલયે થાય;
મારી મરજી વિના રે, કોઇથી તરણું નહીં તોડાય.
એમ મને જાણજો રે, મ્હારાં આશ્રિત સૌ નરનારી.
મેં તમ આગળે રે, વાર્તા સત્ય કહી છે મારી.
હું તો તમ કારણે રે, આવ્યો ધામ થકી ધરી દેહ;
પ્રેમાનંદનો રે, વ્હાલો વરસ્યા અમૃત મેહ.

* * * *

વળી સૌ સાંભળો રે, મ્હારી વાર્તા પરમ અનુપ;
પરમ સિદ્ધાં છે રે, સૌને હિતકારી સુખરૂપ.
સૌ હરિભ . રે, જાવું હોય જો મારે ધામ;
તો મને [illegible] જો રે, તમે શુધ ભાવે થઇ નિષ્કામ.

સહુ હરિભક્તને રે, રહેવું હોય જો મારી પાસ;
તો તમે મેલજો રે, મિથ્યા પ્રપંચ વિષેની આશ.

મુજ વિના જાણજો રે, બીજો માયિક સૌ આકાર;
પ્રીતિ તોડજો રે, જુઠા જાણી જગત પરિવાર.

સૌ તમે પાળજો રે, સર્વે દ્દઢ થઈ મારા નેમ;
તમ પર રીઝશે રે, ધર્મને ભક્તિ કરશે ક્ષેમ.

* * * *

આ પદ શીખશે રે, ગાશે સાંભળશે કરી પ્યાર;
પ્રેમાનંદનો રે, સ્વામી લેશે તેની વાર.

પ્રેમાનંદ સ્વામી.



## ૧૭. પ્રભુનામનું રટણ.

( રઘુપતિ રામ હ્રદયમાં રહેજો રેઃ—એ રાગ. )

નારાયણનું નામ લેને તું પ્રાણી રે,
બદ્રીનાથ પ્રકટ જુગ જાણી, નારાયણનું૦

નરદેહ દીધો તુંને નાથે રે, હોય ધન તો વાવર ત્હારે હાથે રે;
પડયું રહેશે નાવે કોડી સાથે; નારાયણનું૦

ગર્ભવાસ રક્ષા કીધી તારી રે, લીધો જઠરાગ્નિથી ઉગારી રે;
એવો તેને તું કેમ વિસારી; નારાયણનું૦

વિના સ્હમજ્યો કહે છે મ્હારૂં મ્હારૂં રે, ધનકાજ ભમે મન બારૂં રે;
ત્હારે હાથે નથી તન ત્હારૂં; નારાયણનું૦

મિથ્યા સુખમાંહીં તું ભરમાણો રે, બાંધ્યો લોકલજ્જાનો ગળે મ્હાણો રે;
જાય છે તૃષ્ણાને પૂરે તણાણો; નારાયણનું૦

કાયા માયા છે જો ત્હારી કાચી રે, તેના રંગમાં રહે છે તું રાચી રે;
બ્રહ્માનંદ કહે વાત સાચી; નારાયણનું

બ્રહ્માનંદ.



## ૧૮. પ્રભુસેવા.

( શીખ સાસુજી દે છે રે કે વહુજી રૂડા ઢંગે—એ રાગ )

ધનશ્યામને સેવો રે કે કુબુદ્ધિ દૂર કરી,
એ છે સર્વના સ્વામી રે કે પ્રગટ પ્રમાણ હરી,

જેનું ધ્યાન ધરે છે રે કે મહા મુનિ શુક જેવા,
જેના પદપંકજની રે કે કરે કમળા સેવા.

એવા શ્રી નારાયણ રે કે ભજે તેનાં કષ્ટ હરે;
એને ઇષ્ટ જે જાણે રે તે તો કુળ સહિત તરે.

પ્રભુ નિજ તપનું ફળ રે કે સઉને આપે છે,
ધરી રૂપ અલૌકિક રે કે ભવદુઃખ કાપે છે,

એવા પ્રગટ પ્રભુને રે કે ભજી ભ્રમણ ત્યાગી,
મુક્તાનંદ કહે હરિ ભજી રે કે થાશો બડભાગી.

મુકતાનંદ.



## ૧૯. પ્રભુદર્શન.

(નમી પાયે પડું હું માત તાહરે રેઃ—એ રાગ.)

પ્રકટ હરિ મુજને મળ્યા રે લોલ;
કાંઇ કહ્યામાં નાવે વાત, મ્હારી બ્હેની. પ્રકટ૦

આજ દીનબન્ધુ અઢળક ઢળ્યા રે લોલ;
પોતે પુરૂષોત્તમ સાક્ષાત્, મ્હારી બ્હેની. પ્રકટ૦

એતો પ્રકૃતિ પુરૂષ થકી પર છે, રે લોલ;
એતો અક્ષરતણા આધાર, મ્હારી બ્હેની. પ્રકટ૦

એતો દેવતણા અધીશ્વર છે રે લોલ;
એનો નિગમ ન પામે પાર, મ્હારી બ્હેની. પ્રકટ૦

એતો રાજાધિરાજ થઈ રાજતા રે લોલ;
એતો ત્રિભુવનપતિ ભગવાન, મ્હારી બ્હેની. પ્રકટ૦

એતો સુરનર મુનિશીર છાજતા રે લોલ;
મનમોહન રૂપનિધાન, મ્હારી બ્હેની. પ્રકટ૦

મહામુક્ત પણ પૂજે એની પાદુકા રે લોલ;
એવા પરમ પુરૂષ મહારાજ, મ્હારી બ્હેની. પ્રકટ૦

જેને ઘડીએ ન મેલે રમા રાધિકા, રે લોલ;
એવા દુર્લભ સુલભ થયા આજ, મ્હારી બ્હેની. પ્રકટ૦

નરદેહ ધર્યો તે કરૂણા કરી રે લોલ;
લીધો દ્વિજ કુળે અવતાર, મ્હારી બ્હેની. પ્રકટ૦

પ્રેમાનંદનો સ્વામી આજ શ્રી હરિ રે લોલ;
મુક્તિ આપી કરે ભવપાર, મ્હારી બ્હેની. પ્રકટ૦

**પ્રેમાનંદ સ્વામી.**



## ૨૦. પ્રભુભક્તિ.

( રઘુપતિ રામ હૃદયમાં રેહેજો રે:—એ રાગ. )

પ્રાણી નરદેહ સુંદર પામીરે, ભજ નર ને નારાયણ
સ્વામી; પ્રાણી૦

સાચા સંતને શરણે તું રહેજે રે, દયા આણીને અનજળ દેજેરે;
તારો જનમ સફળ કરી લેજે; પ્રાણી૦

ભવતારણ જગપતિ ભેટી રે, મેલ લોકની લાજ સમેટી રે;
બાંધ પ્રેમ તણી કસી પેટી; પ્રાણી૦

સાચા સંતનો સંગ કરીને રે, દૃઢ અંતર ધિરજ ધરીને રે;
ભજ પ્રકટ પ્રમાણ હરીને; પ્રાણી૦

લાગ્યું જમનું વાંસે તારે લારૂં રે, આવી લેશે સાંજ સવારૂં રે;
માટે કર તારા જીવનું સારૂં. પ્રાણી૦

મેણું અનંત જમનું ઉતારો રે, હવે જીતી બાજી નહીં હારોરે,
બ્રહ્માનંદનું કહ્યું હૈડે ધારો; પ્રાણી૦

બ્રહ્માનંદ.



## ૨૧. હરિભક્તિમાં દૃઢતા.

(હરિભજન વિના દુઃખદરિયા સંસારનો પાર ન આવેઃ—એ રાગ.)

તન ધન જાતાં, હરિજન હોય તે હરિભક્તિથી નવ ચળે;
જેમ નાર સતી, સર્વે મમતા છોડી પતિ સંગે બળે.

જુઓ પ્રહલાદે પણ નવ છોડયું, નિજ તાત તણું સગપણ તોડયું;
દૃઢ કરી મોહનસંગ મન જોડયું. તન ધન૦

જુઓ હરિશ્ચન્દ્રે હરિ નવ તજીયા, પરઘેર વેચાઇ પ્રભુને ભજીયા,
ત્યારે મોહનના મનમાં રંજીયા. તન ધન૦

જુઓ બળીનું મન નવ હારીયું, ગુરૂ વચન હૃદયે નવ ધારીયું;
તનમનધન પ્રભુપર વારીયું. તન ધન૦

એવી દૃઢતા ધારે તે સુખીયા, તે કોય કાળે નવ હોય દુઃખીયા;
કહે મુક્તાનંદ તે મહા સુખીયા; તન ધન૦

મુક્તાનંદ.



## ૨૨. આત્મબ્રહ્મની ભક્તિ.

( કામણ દીસે છે અલબેલા ઇ૦—એ રાગ. )

વ્હાલાં હરતાં ફરતાં બ્રહ્મસ્વરૂપને ધ્યાવજે રે;
નિશ્ચય અન્તર્ધનમાં શ્રદ્ધા સાચી લાવજે રે. વ્હાલા૦

વિષયવિચારો દૂર હઠાવી, મનમાં અન્તર્યામી લાવી,
ચેતન, અનંત લક્ષ્મી ભાવિકભાવે ઠાવજે રે. વ્હાલા૦

ચિત્તવૃતિ અન્તરમાં સ્થાપી, થાજે નિશ્ચય નિજગુણ વ્યાપી,
અસંખ્ય પ્રદેશી ઘરમાં વ્હેલો આવજે રે. વ્હાલા૦

ભજવી ભાવે નિજગુણ ભક્તિ, ખીલવવી ચિદ્દઘનની શક્તિ
પ્રેમી, ઉધમથી તું બ્રહ્મસ્વરૂપને પાવજે રે. વ્હાલા૦

બ્રહ્મજ્ઞાનથી ભાગે ઝઘડો, દૂર રહેશે માયાનો વગડો,
વ્હાલમ, મોહાદિક શત્રુને દૂર હઠાવજે રે. વ્હાલા૦

અન્તર્યામી ચિદ્દઘન પરખી, પામી હીરો લેજે હરખી,
બુદ્ધિસાગર સોઽહું ગાયન ગાવજે રે. વ્હાલા૦

શ્રીમત્ મુનિ બુદ્ધિસાગરજી.



## ૨૩. પ્રભુપ્રીતિ.

( આવોને લાલ વરણાગીયાઃ—એ રાગ. )

સાચી એક પ્રીતિ પ્રેમાનંદની.
હાંરે બીજી જાણવી અહીંનીં બધી ફંદની, હોજી રે. સાચી૦

હાંરે એક ટેકને સુખોમાં નિત્ય રાખતી;
હાંરે બીજી અધવચે લુંટીને નીંચે નાંખતી, હોજી રે. સાચી૦

હાંરે એક નેક કામમાં સદાયે આવતી;
હાંરે બીજી મુખમાં લઇને પછી ચાવતી, હોજી રે. સાચી૦

હાંરે એક નિર્મળી નરી જ નર્મચાંદની;
હાંરે બીજી આણી તાપ થાય સુખનિકંદની, હોજી રે. સાચી૦

કવિ નર્મદાશંકર.



## ૨૪. હરિમય જીવન.

(હરિ ભજન વિના દુઃખદરિયા સંસારનો પાર ન આવેઃ—એ રાગ)

હે મન ભમરા ! હૃદયકમળમાં પેસી હરિમય થા ને,
ભવ મૃત્યુ જરા, જન્માદિ ભયથી તું સહુજ ટળી જાને.

જોઇ ભવાટવી તું ભુલ્યો છે, તન–વૃક્ષ સરસ ગણી ફૂલ્યો છે;
થઇ લુબ્ધ વિષરસે ડુલ્યો છે.—હે મન૦

ઇચ્છા અનુપમ રસની ધારે, તો આવ સુજન–તરૂને ક્યારે;
જે સીંચાયાં બ્રહ્મજળધારે.–હે મન૦

તે તરૂફળ શબ્દ સરસ જોજે, અનુભવી સર્વે સંશય ખોજે,
અર્થ રસ સ્વાદે તું સદા મ્હોજે.–હે મન૦

તે અમૃતરસને નિત્ય ચાખી, તું તૃપ્ત થજે સ્થિરતા રાખી;
ના અન્ય મુખે કિંચિત્ ભાખી.–હે મન૦

તને ગંધ તણી અતિશય ભુખ છે, તે હૃદય કમળમાં સૌ સુખ છે;
તુજ ઘર સન્મુખ જેનું મુખ છે.–હે મન૦

સુખ પૂર્વક કમળવિષે રહેજે, ત્યાં વિરમી સુગંધ સદા લેજે;
થઇ અમર નૃસિંહને આ કહેજે.–હે મન૦

શ્રીમન્ નૃસિંહાચાર્ય.

## ૨૫. જીવનમુક્તનો સત્સંગ.

( કંકુ છાંટી કંકોતરી મોકલીઃ—એ રાગ. )

મળે જીવનમુક્ત સુજોગીયા, ત્યારે ટળે તનમનના તાપ;
સત્સંગ સદા કીજીએ.

ફરે અવયવ આ રે શરીરનાં, પરાં પલાયે પંડનાં પાપ. સત્સંગ.
જેમ કીટ મટી થાય ભમરી, તેને કીટ કહે નહીં કોય; „
જેમ પારસ પરશે લોહને, તે તો હેમ હેલામાંહે હોય. „
જેમ ચન્દન વાસથી વૃક્ષને, કરે ચન્દન સમાન સોય; „
જેમ મલિન જળ મળે જાહ્નવી, તેને તરત કરે ગંગ તોય. „
તાંબા મોર પલટે છે પાણીએ, કરે કંચનમય રસકૂપ; „
તેમ સદ્ગુરૂ સુખીયા સંતથી, થાયે જન તે પોતે સત્સ્વરૂપ. „
શુક નારદ વ્યાસ ને વાલ્મિકી, એતો ઇશ્વર કાવ્યીયા આપ; „
ધ્રુવ, અમરિષ, પ્રહ્લાદ, વિભીષણ, થયા સુખીયા સંતપ્રતાપ. „
સંત સર્વે સુખી થાવા ઠામ છે, તે તો પ્રસિદ્ધ કે'છે પુરાણ; „
મન કર્મ ને વચને માનજો, કહે નિષ્કુળાનંદ નિરવાણ. „

નિષ્કુળાનંદ.



## ૨૬. સંતમહિમા.

(કંકુ છાંટી કંકોતરી મોકલી: – એ રાગ.)

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઉલટી પલટયું આપ;
સંત તે સોયં હરી.

આપ ટળી મળ્યા ભગવાનમાં,જેના આપમાં હરિનો વ્યાપ.સંત૦
જેના શિર્ષમાં શિર્ષ છે શામનું, જેનાં નેણમાં નાથનાં નેણ; „
જેના મુખમાં મુખ મહારાજનું, જેનાં વેણમાં વ્હાલાનાં વેણ. „
જેનાં કાનમાં કાન છે કૃષ્ણના, જેનાં નાકમાં નાસિકા નાથ; „
જેની જીભમાં જીભ છે જીવનની, જેના હાથમાં હરિનો હાથ. „
જેના હૃદયમાં હૃદય છે હરિતણું, જેના પાવમાં પ્રભુનો પાવ; „
જેમ હીરો હીરા વડે વેંધિયો, તેમાં થયો તે સહજ સમાવ. „
એમ સંતમાં રહ્યા છે શ્રીહરિ, માટે સંત છે સુખનું ધામ; „
ધર્મ ભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન જે, તેને રહેવાનું સંત છે ઠામ. „
એવા સંત શિરોમણિ કયાં મળે, જેણે દેહબુદ્ધિ કીધી દૂર; „
કહે નિષ્કુળાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદ સૂર. „

નિષ્કુળાનંદ.



## ૨૭ ચિત્તચકોર.

(મન માને નહીં સો ફેરા સમજાવું તોય શું થાય:—એ રાગ.)

હે ચિત્ત ચકોર, નીરખ પૂર્ણાનંદ પ્રકાશક ચંદ્રને;
શીતલ સાચા, સ્વાભાવિક સર્વોત્તમ સુખના કંદને.

નથી કાલ તણા કરમાં જાતો, નથી ક્યાંહી કલંકિત તે થાતો,
ઉદયાસ્ત રહિત અંતે આતો;— હે ચિત્ત ચકોર૦

એનાં વિશ્વે કિરણો વ્યાપી, જીવાડે છે જીવન આપી,
સચરાચરનાં સંકટ કાપી;— હે ચિત્ત ચકોર.

ઉત્તમ તરૂવર તું જઇ બેઠું, પલ્લવમાં પ્રેમ વડે પેઠું,
રહી જોયા વગર હવે હેઠું;— હે ચિત્ત ચકોર.

નહિ દૂર જવું પલ પણ ત્હારે, અંજાયે મિથ્યા અંધારે,
ભય લેશ નથી ભટકણ ભારે;— હે ચિત્ત ચકોર.

પ્રતિકૂલ પવન પ્રતિ પલ વાતાં, વચમાં વાદળ આવી જાતાં,
પ્રત્યક્ષ નથી દર્શન થાતાં;— હે ચિત્ત ચકોર.

સન્મૂખ આંખ ઉઘાડી જો, પ્રેમેથી પરિચય પાડી જો,
લાખેણા લક્ષ લગાડી જો.— હે ચિત્ત ચકોર.

નિજ ધર્મ પરમ ધન ધારીને, ક્ષણભંગુર સંગ વિસારીને,
નિશ્ચલ પદ એક વિચારીને;— હે ચિત્ત ચકોર.

તન તાપ બધા તત્કાલ જશે, નિરવધિ અદ્ભુત સુખ સાંપડશે,
કેશવ કુલ જન્મ કૃતાર્થ થશે;— હે ચિત્ત ચકોર.

કેશવલાલ હરિરામ.



## ૩ જીવનનીતિ.



### ૨૮. નીતિમય જીવનનો આનન્દ.

( પ્હેરની, પ્હેરની, પ્હેરની રે, બ્હેની, નીતિની સાડી પ્હેરની:— એ રાગ)

રાસ રમો સુસંગમાં રે, સખી! રાસ રમો સુસંગમાં.
વિદ્યા તણા ગુણગાનમાં રે, સખી૦

શીલ સમ સાડી શિરપર ઓઢી, શોભી રમો ઉમંગમાંરે સખી૦
કર કંકણ નીતિનાં પ્હેરી, ફરો વિદ્યાના રંગમાં રે. સખી૦
ક્ષમા દયા ગુણ નીતિ પ્રકાશે, નંદનપુરના વનમાં રે. સખી૦

ષડ્રિપુ દળનારી વિદ્યા, વસો અમારા મનમાં રે. સખી૦
ભાવે ભજો દેવી વિદ્યાને, સૈયર આ સુવૃન્દમાં રે. સખી૦
ગાજો ગજાવો ભૂમિ ભારતને, વિદ્યા દેવીના છંદમાં રે. સખી૦
સંગમાં શોભે શુણ સાહેલી, સરસ્વતી ઉછરંગમાં રે. સખી૦
નીતિ સરોવર નિર્મળ નીરનું, પાન કરી આનન્દમાં રે. સખી૦
સૈયર દિલ સુબોધ ગ્રહીને, સંચર પરમારથ પંથમાં રે. સખી૦
પતિ પધારે પૂર પ્રીતેથી, સેવા સજો વચનમાં રે. સખી૦
ક્લેશ કુસંપની કાપી વિદ્યા, સજો આભૂષણ અંગમાં રે. સખી૦
સંસાર ગૃહનાં સુખ દુઃખ વેઠી, નિત્ય રમો સુસંપમાં રે. સખી૦
હરનિશ હરતાં ફરતાં ફેરી, રટણ રટો સુકંથમાં રે. સખી૦
સત્ય સુખ સ્વામીસેવા ધારો, સુખ નહીં અન્ય ભુવનમાં રે. સખી૦
નિજ બાળાને બોધ કરી સૌ, સુખી કરો આ જીવનમાં રે. સખી૦
મંગળ દિન વિદ્યા ગુણ ગાવા, હર્ષ વધ્યો આ મનમાંરે. સખી૦
કેશવ દુનિયા શાથી શોભે, દેવી વિદ્યા સત્સંગમાં રે. સખી૦
વેલી–વિદ્યાની વૃદ્ધિ થકી સૌ, માન મળે સજ્જનમાં રે. સખી૦

અજ્ઞાત.



## ૨૯. આસક્તિ રહિત જીવન.

( દાણુ ચાતુરીનો રાગ. )

(તમે સમજી રહો મન માંય રે શામળીયા વ્હાલા રહો વેગળારે–એ રાગ.)

શાણી! સદ્‌ગુણ ધરી ઉરમાંહ્યરે, સુખદ આ
હરિપદ નિત્ય નિહાળીએ રે.

નવ આળસનો સંગ કરીએ રે, ન પ્રમાદને અંતર ધરીએ રે,
કાં જે એથી ન શુભ કદી થાય રે. સુખદ૦

આ લોભ ત્યજીને સુખ માણીએ રે, સંતોષને સુરતરૂ જાણીએ રે,
એથી શોભતાં, જન ગુણુ ગાય રે. સુખદ૦

નાના ઇચ્છાઓ પરિહરીએ રે, મળે જે સુખ તે લઇ ઠરીએ રે,
ઝાઝાં વલખાં માર્યે શું થાય રે? સુખદ૦

કાર્ય ઘટતાં વ્યવહારનાં સાધીએ રે, ધર્મ અર્થ કામમાં વાધીએ રે,
મોક્ષ માટે યોગ્ય થવાય રે. સુખદ૦

સુખ સંસારનાં સર્વ નાણીને રે, વૃત્તિ પાછી વિષયોમાંથી તાણીને રે,
પ્રેમે પુજવા પ્રભુપતિપાય રે. સુખદ૦

ધન ધામ મેળવીએ ત્હેની રે, પણુ આસક્તિ ધરીયે ન ત્હેની રે,
કાં જે તેથી તો જગમાં ફસાય રે. સુખદ૦

આ જગ તો છે માયાનું બારૂં રે, એમાં ત્યજવું છે મ્હારૂં ને ત્હારૂં રે,
નરસિંહ પ્રભુપદ તો પમાય રે. સુખદ૦

શ્રીમન્ નૃસિંહાચાર્ય.



## ૩૦. નીતિના શણગાર.

( હાં રે ચાલો ડાકોરમાં જઇ વસીયેઃ—એ રાગ. )

હાં રે સખી નીતિશણગાર નિત્ય સજીએ.
હાં રે ભાવે ભરથાર ભગવાન ભજીએ— હાં રે સખી૦

હાં રે દુર્ગંધી દુરાચાર ત્યજીએ,
હાં રે નિર્મળ શીયળજળે સ્નાન સજીએ— હાં રે સખી૦

(સાખી) પ્હેરો પટકુળ પ્રેમનાં, સુન્દર પતિવ્રત ભાત,
કંચુકી કસીએ કારમી, સદા કંથ સંગાથ.

સાથે સહીયર નવ નવાં નંગ છે, હાથે વિદ્યા કંકણ,
વળી રમણ રટણ સાથે પીયુજી પ્રસંગ નવરંગ છે—હાં રે૦

(સાખી) વચનકુસુમની માળથી પૂજો પ્રીતમ નાથ,
નયનકમળ ઉછરંગથી ધરીયે સ્વામીહાથ.

દયાની ચુંદડી શીરપર ધરીયે,
લજ્જાકંકુની આડ કપાળે કરીયે— હાં રે૦

ઝાંઝરસત્સંગ પ્હેરી રૂમઝુમ રમીએ,
હાં રે નિત્ય સતી પતિને પાય નમીએ— હાં રે૦

ડાહ્યાભાઇ ધોળશાજી.

## ૩૧. સ્ત્રી-સુબોધ.

( કામણુ દીસે છે અલ્લએલા તારી આંખમાં રેઃ—એ રાગ. )

મહિલા ! મહિતળ મહિમા સદ્વર્તનથી વધારજેરે,
ખ્યાતિ પ્રસારજે રે. મહિલા૦

વિશ્વ સકળનો તું છે પાયો,
જન્મ થતાં છે જીવન છાયો,
સ્નેહયુક્ત શિક્ષણથી હૃદય ખીલાવજે રે,
દુર્ગુણ દામજે રે. મહિલા૦

કેળવણી-કુંચી કર લઇને,
હૃદયદ્વાર ઉઘાડી દઇને,
પુનિત પ્રેમથી આત્મપોત પ્રકાશજે રે,
સ્નેહ વધારજે રે. મહિલા૦

નિજ સંતતિ સંભાળી ભારી,
લાડ થકી શિક્ષા દેનારી;
સ્પર્શમણિ થઈ બાળકમન દીપાવજેરે,
સદ્ગુણ આપજે રે, મહિલા૦

બાળક રોપા રૂપ ગણીને,
કેળવણી-વારિ સીંચીને,

દાતા, શૂર કે ભક્ત, બાળ ખીલાવજે રે,

શૂરત્વ વધારજે રે. મહિલા૦

કાળ બધો હુન્નરમાં વાળી,

ભરત શીવણુ પ્રતિ નિત્યે ગાળી,

સુન્દર કાર્યે ચપળા વૃત્તિ ચલાવજે રે,

મન હર્ષાવજે રે. મહિલા૦

કાર્ય કરંતાં દાસી થઇને,

મંત્રી સમ સુવિચારો દઇને,

ધર્મકાર્યમાં ધૈર્ય સદા મન ધારજે રે,

દુઃખ વિદારજે રે, મહિલા૦

તુજ શિક્ષણુથી દેશ સુધરશે,

બાળક રત્નસ્વરૂપ નીવડશે,

દેશોન્નતિનો મજબૂત પાયો નાંખજે રે,

ભાવિ સુધારજે રે. મહિલા૦

અજ્ઞાત. (વૈશ્યપત્રિકા).

## ૩૨ સ્રીધર્મ.

( ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો—એ રાગ. )

સુણો સાહેલી તે વાત નિજ ધર્મની જો;
કદિ કહાડશો નહિંજ બ્હાર મર્મની જો. સુણો૦

સદા જોજો પતિને ઉમળકા થકી જો;
વધે સંપ થાય સુખ જાણો નકી જો. સુણો૦

જેથી નીપજે કંકાસ તે ના આદરો જો;
સદા સદ્ગુણો સહુજ દીલમાં ધરો જો. સુણો૦

હરેક કામમાં લેજો સ્વામીની સંમતિ જો;
તેનું તાકશો નહિંજ ખોટું રતિ જો. સુણો૦

વગર પૂછે છેડો ન તેની વાતને જો;
નહિં ત્યાગશો ન નિત્ય તેના સાથને જો. સુણો૦

વિદ્યા નીતિની તે જાણ સારી લહો જો;
થઈ પ્રધાન ને વિચાર રૂડા કહો જો. સુણો૦

નિજ સંસારનું ભલું તે નિશ્ચે કરો જો;
બેરાં બેરાંમાં કુસંપ નહિં ધરો જો. સુણો૦

ઘરકાજ આટપીને બાળકો શીખવો જો;
નર્મદ બ્રહ્મને સદૈવ મન ધારવો જો. સુણો૦

કવિ નર્મદાશંકર.

## ૩૩. સ્ત્રીબોધવચન.

(હરિભજન વિના દુઃખદરિયા સંસારનો પાર ન આવેઃ—એ રાગ.)

સુણ સાહેલી, બોધવચન આ કહું જે ટુંકા સારમાં;
દુઃખડાં મેલી, સુખ પામીને રહીએ આ સંસારમાં.

સખી નીતિ થકી નિત જે વરતે, પ્રભુપ્રીત ધરી દુઃખ દૂર કરે,
આ જગમાં સુખ નિશ્ચેજ મળે. સુણ૦

સખી સદ્‌ગુણ સાચા તે સજવા, દુર્ગુણ ઉરથી સૌ દૂર તજવા,
નિત્ય સ્વામીને પ્રેમે ભજવા. સુણ૦

અનીતિમાં ના પગલું ભરવું, સહુ ઉપર હેત સદા ધરવું,
પતિઇચ્છાએ જ અનુસરવું. સુણ૦

જે કામ ક્રોધ ને દંભ સદા, આ જગમાં જે રહે છે ફરતા,
તે ઉરમાં વાસ કરે ન કદા. સુણ૦

ઉઠીને હરિને પતિને જ નમી, ગૃહકારજમાં સખી રાખો મતિ,
નવ આળસ રાખો અંગ રતિ. સુણ૦

ગૃહકાર્ય થકી પરવારો જદા, શુભ વાંચન ભરવું રાખો તદા,
ઉદ્યોગી થઇ રહેવુંય સદા. સુણ૦

સહવાસ કરો નવ કૂવડનો, કદી વેણ મહીં નવ રોષ કરો,
પતિવ્રત તણો નિજ ભાર ધરો. સુણ૦

ઘણું ના હસવું ઘણું ના વદવું, કદી સત્ય થકી જરી ના ડગવું,
પતિસેવામાં ચિત્તને ધરવું. સુણ૦

પતિના હિતમાં પગલું ભરવું, સખી, શીયળને દૃઢ સાચવવું,
પતિપ્રેમ તણું સત્પાત્ર થવું. સુણ૦

સખી ઉરે બોધ બધો ગ્રહશો, ગ્રહીને નિજ ધર્મ અદા કરશો,
તો ભવસાગર સદ્ય આ તરશો. સુણ૦

મંગળેશ્વર વેણીરામ.



## ૩૪. ગૃહિણીનો ધર્મ.

( આવોને નંદલાલ રમવા આવોને રેઃ—એ રાગ )

પતિપર અત્યંત પ્રીતિ રે રાખો રામા હમેશાં;
એજ સુધર્મની રીતિ રે. રાખો.

પતિમય જીવન પ્રેમથી કરવું, નીતિ-તુમ્બીથી ભવાબ્ધિમાં તરવું,
રાખી પ્રભુની ભીતિ રે. રાખો. એજ.

સદ્ગુણી થઇ શીયલ સાચવવું, આર્ય ધર્મ રીતે આચરવું;
મળશે સુખસંપત્તિ રે. રાખો. એજ.

રાખો સ્વચ્છ શરીર આભૂષણ, ટાળો કરી શુદ્ધ અંતર દૂષણ;
શાસ્ત્રવચનમાં પ્રતીતિ રે. રાખો. એજ.

"આર્ય આપણું" એમ ગૌરવ રાખો, ઉચ્ચ વૃત્તિથી સતીત્વજ દાખો;
અંજાઇ જાય આખી ક્ષિતી રે. રાખો. એજ.

ગૃહિણી બની ગૃહતંત્ર ચલાવો, પતિ સુખદુઃખે સમભાવ બતાવો;
રાખી સદા મન શાંતિ રે. રાખો. એજ.

સત્ય અને પ્રિય વેણ ઉચ્ચારો, ખંતેથી ગૃહકાર્ય સુધારો;
દીપાવો કુલ કુલવતી રે. રાખો. એજ.

સંપે કુટુંબમાં ખ્યાતિ વધારો, સંભાળ બાળ તણી ઉર ધારો;
શીખવો ધર્મને નીતિ રે. રાખો. એજ.

લાજમર્યાદા જરી નહીં મુકો, સત્યનો માર્ગ કદી નહીં ચુકો;
વિકારોથી મન જીતી રે. રાખો. એજ.

ઈર્ષા નિંદા લોભને ત્યાગી, સંતોષથી સદા થાઓ સુભાગી;
નિજ ઘરની જોઇ સ્થિતિ રે. રાખો. એજ.

આનંદ મંગલ વર્તો સદાએ, ટાળો ઉદાસી પતિની સેવાએ;
અમર થાઓ લઇ કીર્તિ રે. રાખો. એજ.

સંગતિ સારી સખીઓની કરજો, અલ્પ વચન આ ઉરમાં ધરજો;
સંભારજો અથ ઇતિ રે. રાખો. એજ.

જન્મશંકર ગિરિજાશંકર.



## ૩૫. પતિ પ્રત્યે આચાર.

( આવો આવોને બ્હેની આજ, આપણ રમીએ રેઃ—એ રાગ. )

બ્હેન વનિતાની શી છે રીત, પતિ પાસે રે'તાં રે;
સેવા કરવી સદા શુભ નિત, વિપત્તિ સ્હેતાં રે.
પ્રાણનાથ સમીપે સાચ વચને રે'વું રે;
નહીં પતિવ્રત લાગે આંચ, પતિ કહે તે કરવું રે.
કદી અવર મળે વિણ કાન્ત, નીચું ન્યાળી રે;
ટાળી સર્વે મનની ભ્રાન્ત, જાવું સંભાળી રે.
સાસુસસરાનો પડતો બોલ, અધર ઉચકવો રે;
કદી ક્રોધ કરે કોઈ વાર, કાને ન ધરવો રે.
ડરવું દુર્ગુણથી નિત બ્હેન શીલવ્રત ધરવું રે;
કામ વાતે કે અઘટિત રીતે જનથી ડરવું રે.
પતિ સમજી પ્રભુનું રૂપ, ભજવું મનથી રે;
આપી હૃદયની અદકી પ્રીત, હર્ષવું તનથી રે.
ઉંચે સ્વરથી ન બોલવો બોલ, શાણી બ્હેનો રે;
તેમાં થાય જ આપણો તોલ, વદતાં વેણો રે.
રે'વું દંપતી સુખે સંસાર, કાળને ગાળી રે;
કહે છે ગોપાલ કર કલ્યાણ દુખડાં ટાળી રે.

ગોપાળજી દેલવાડાકર.

## ૩૬. પતિમાં અધીનતા.

(મ્હેનો સહુ ભાવ થકી ભણુજો:—એ રાગ.)

પાતળિયા મોહ થયો બહુ તમને, ઘટે તેથી માન દ્યો છો વધુ
અમને; પાતળિયા૦

મળ્યા મને સૂર્ય બીજા આ જગતના, જણાઉંછું તેથી શશીશી સુવદના;
સહ્યા મ્હેં તો પાદઅંગુષ્ટ સુખદના. પાતળિયા૦

નારી સહુ ઘરની શોભા અનવદ્ય, કહ્યાગરી મિષ્ટ વચનથીછે હૃદ્ય;
એનું રાજ્ય સ્નેહનગરમાં છે સદ્ય. પાતળિયા૦

જુઓ પેલી પુષ્પવતી ને રૂપાળી વલ્લી, વાંકી શીળી અને લટકાળી;
આમ્ર વિણુ પણ અફલા એ નમાલી. પાતળિયા૦

ગુણો હોય પદ્મિનીમાં ભલે સારા, ભ્રમર વિણુ થાય નિરર્થક ભારા;
નાદાર ઉદાર પતિ વિણુ દારા. પાતળિયા૦

હૃદયમાં રાગના રંગ ભરાયા, નયનમાં પ્રેમના કાચ જડાયા;
તેથી મુજ સરખીમાં આપ ભમાયા. પાતળિયા૦

તમે મ્હારા જીવન, હું તમ દેહ; તમે ભલા ભવ્ય ગૃહસ્થ, હું ગેહ;
તમારી હું તડિત, તમે મ્હારા મેહ. પાતળિયા૦

આપણુ બેની ધર્મ ને ભક્તિની જોડ, સદા નિજ કાર્ય કરીયે સજોડ;
તેથી પ્રભુ અવતરી પૂરશે કોડ. પાતળિયા૦

દોલતરામ કૃપારામ.



## ૩૭. પતિવ્રતાના ધર્મ.

(પુનમ ચાંદની ખીલી ઈ૦:—એ રાગ)

સેવે તનમનધનથી નિજ પતિને પ્રેમે કરી રે.
ત્યાગી આળસ ને કંકાસ કપટ કુછંદ,
તેવી વનિતાને મુજ બ્હેન નિરંતર ધન્ય છે રે.
જાયે પ્રાણ ભલે પણ શીયળવ્રત ચૂકે નહીં રે;
પાળે શાસ્ત્ર વિષે દર્શાવ્યાં છે જે નેમ,
તેવી વનિતાને મુજ બ્હેન૦

(સાખી) કુશળ રહી ગૃહકાર્યમાં, ભજે સદા કિરતાર;
વિષયતણી ઉર વાસના નવ રાખે તલભાર.

આડી આંખ કરી નવ જુવે કો સામું કદી રે;
ઊંચા સ્વરથી બોલે નહીં વળી કોયની સાથ,
તેવી વનિતાને મુજ બ્હેની૦

(સાખી) નીતિને નવ પરહરે, ન કરે નિંદા લેશ,
કરે નહીં બનતા લગી કોયની સાથે દ્વેશ.

પ્હેરે નહીં પટ આછાં, લાજ વધારે નાથની રે;
ચાહે નહીં વળી કદી ચતુરા ચંચળ ચાલ,
તેવી વનિતાને મુજ બ્હેન૦

(સાખી) ગુરૂજન કેરૂં સર્વદા, રાખે પુરણ માન,
સુખદુઃખને સરખાં ગણે, ધરે પતિનું ધ્યાન.

ધારે નહીં અભિમાન વદે વાણી વિવેકથી રે,
રાખે હિંમત સુયશ વધારે જગમોઝાર,
તેવી વનિતાને મુજ ખ્હેન૦

(સાખી) રહે સદા આનન્દમાં, ધરે નહીં ઉર રોષ,
આપે સર્વ પ્રકારથી વડીલોને સંતોષ.

ચાલે સમય મુજબ વશ વિનયવડે પતિને કરે રે,
પતિને પુછ્યા વિણુ નહીં કાર્ય કરે જે નાર,
તેવી વનિતાને મુજ ખ્હેન૦

(સાખી) પતિ તણા દુર્ગુણ કદી કથે નહીં કો પાસ,
આફતમાં પણ સાથતા કરે પતિની ખાસ.

રાખે શુદ્ધ હૃદય, સદ્બોધ અહરનિશ સાંભળે રે,
કુલટાની કદી સંગતિ કરે ન શ્યામા જેહ,
તેવી વનિતાને મુજ ખ્હેન૦

(સાખી) પતિવિણુ પરનરને ગણે સુત પિતુ ભ્રાત સમાન,
રહે વિભૂના ભજનમાં સદા વળી ગુલતાન.

પાળે પ્રાચીન સતીઓ સમજી જ પતિવ્રતધર્મને રે,
રાખે સમદૃષ્ટિ સમતા સહુ સાથે સંપ,
તેવી વનિતાને મુજ ખ્હેની૦

દેલવાડાકર.



## ૩૮. સતીના ધર્મ.

(ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો—એ રાગ)

સતીધર્મ સખી શાસ્ત્રકારોએ લખ્યા જો,
કહું પ્રેમથી હ્રદે ધરો તે પાળવા જો.
શાણો મંત્રી રૂડી શીખ દે ભૂપાલને જો,
બની મંત્રી વિશ્વતંત્રે દોરો નાથને જો.

માતા લાડથી જમાડે પ્રિય બાલને જો,
તેમ વ્હાલથી જમાડો પ્રિય પ્રાણને જો.
જગતઝાળથી બળ્યા ઝળ્યા પતિ તણી જો,
રીઝવવા પતિને નેત્રનંદિની બની જો.

વિકટ વિશ્વપંથના પ્રયાણમાં સખી જો,
વિચરવું પતિને ચિત્ત અનુકૂળ રહી જો.
સખી વિશ્વના અસહ્ય ભયને વિશે જો,
બની છાય સેવજો પતિ પ્રતિપળે જો.

ગમે તેમ હોય તોય પતિસંગમાં જો,
ક્ષમાશીલ થજો બ્હેન ધરણીસમાં જો.
સખી કર્મને સંજોગ પામ્યાં જે પતિ જો,
પૂજો પ્રેમભર્યાં વિશ્વતરણી ગણી જો.

અજ્ઞાત.



## ૩૯. સતી સ્ત્રીની કૃતિઓ

(મોહી રહ્યો છું મંદ હાસ્યમાં, સખીરી હુંતો, મોહી રહ્યો છું બ૦:–એ રાગ.)

પતિને આનંદ અતિ આપતી,
  સતીની કૃતિ પતિને આનંદ અતિ આપતી.
ઘરની સ્થિતિ નિરખીને વિવેકથી નિભાવતી;
  દુઃખડું દેખી દીલ નથી ડગાવતી. સતીની૦
સરસ રાંધી રસવતી સતી પતિ જમાડતી;
  મંદ મંદ હસીને હસાવતી. સતીની૦
આકરો સ્વભાવ સાસુ નણંદનો સંભાળતી;
  કામથી કદી નહીં કંટાળતી. સતીની૦
ચીજ રકમ ઘરની ઘટિત સ્થાનકે ઠરાવતી;
  સ્વચ્છતાથી આંગણું શોભાવતી. સતીની૦
કુથલી કરી નકામો સમય નથી ગાળતી;
  કોઇથી બોલી નથી બગાડતી. સતીની૦
માન વિના માનવીને માનથી બોલાવતી;
  સુજસ નાતજાતમાં જમાવતી. સતીની૦
સુમતિ સમર્પી સદા સંતતિ સુધારતી;
  હેત સગાંવ્હાલાંનાં વધારતી. સતીની૦

ઉત્તમ આભરણુ સદાચરણથી શોભાવતી;
આજ્ઞા સહુ પતિની સર્તી ઉઠાવતી. સતીની૦
સ્નેહજળે આપ તાપ સ્વામીના શમાવતી;
મધુર વચનમોતીડે વધાવતી. સતીની૦
શીખ શિવસૂત કેશવની સદા સ્વીકારતી;
સર્વ વાતે સ્વામીને સંતોષતી. સતીની૦

કેશવલાલ.



## ૪૦. શીલપ્રભાવ.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને:—એ રાગ.)

શીયળ વ્રત પાળો સહુ શ્યામા સ્નેહથી,
લાભ રહ્યો છે તેમાં અપરમપાર જો;
શાસ્ત્ર પુરાણુ વખાણે છે શીલવંતીને,
સુર મુનિ દાનવ માનવ વારંવાર જો. શીયળ૦
શીયળનાજ પ્રભાવે માત્ર બનાવીયા,
અનસૂયાએ હર વિધિ હરિને બાળ જો;
વૃંદાએ પણ પાતિવ્રત્યપ્રભાવથી,
પથ્થર કરીયા શ્રીવરને તત્કાળ જો. શીયળ૦

કર્યો સજીવન નિજ પતિને સાવિત્રીએ,
શીયળ પ્રતાપે પામી સુત શત ભ્રાત જો;
રાજ્ય અપાવ્યું સાસુસસરાને વળી,
નેત્ર અપાવ્યાં દિવ્ય ફરી સાક્ષાત જો. શીયળ૦

પતિવ્રત ધર્મ નહીં પાળે જે કામિની,
છે તેના રૂપને હરદમ ધીટકાર જો;
પથ્થર કેરી પ્રતિમા તેને જાણવી,
પાળે નહીં જે નીતિ શુભ આચાર જો. શીયળ૦

શરીર પડે પણ શીયળને મૂકે નહીં,
તેનો સૂધરે છે સઘળો સંસાર જો;
પામે છે આ લોક અને પરલોકમાં,
ખ્યાતિ ઉત્તમ સુંદરી સુખ અપાર જો. શીયળ૦

હેલવાડાકર.



## ૪૧. પરોપકાર.

( પુનમ ચાંદની ખીલી ઈ:—એ રાગ. )

જગમાં જન્મીને પરહિત કરવા ધારવું રે.
એ સમ જગમાં બીજું નહિ કો રૂડું કામ,
રાખી હામ, ખરચી દામ, તે જ વિચારવું રે.

દીન દુઃખિયાંની દાઝ ધરીને ચાલવું રે;
કરવી સાચા દિલથી તેવાંઓને સ્હાય. જગમાં૦

(સાખી) આર્ત જેનોને ભાળતાં ધાજો શાણી બેન!
જેવો ખપ તેવાં થજો, દેવાને સુખચેન.

પરદુઃખ ટાળ્યાનું પુણ્ય અતિ સંભારવું રે;
વિક્રમ રાજાનો ધારી ઉર વૃત્તાન્ત. જગમાં૦

(સાખી) દુઃખ વેઠો સુખ આપવા, દુઃખ વિણ સુખ ના હોય,
દુઃખકસોટીએ ચ્હડે તે પ્રભુકંઠે સ્હોય.

પરને સુખ કરવા ધીરજવાન અતિ થવું રે;
કાં જે જગમાં તેને નિન્દે સ્વાર્થી લોક. જગમાં૦

(સાખી) સ્રીસ્વભાવ દયાળુ ને કોમળ જાત પ્રસિદ્ધ;
તેવી રીતે આદરી કરવું જગમાં સિદ્ધ.

નિર્ભયતા ગ્રહીં બેનો પરદુઃખ હરવાને જવું રે;
કાર્ય કરીને રહેવું સુઃખદ અહીંથી દૂર. જગમાં૦

(સુરત)–વનિતાવિશ્રામનાં વ્યવસ્થાપક.



## ૪૨. મ્હોટું મન.

( બ્હેનો સહુ ભાવ થકી ભણજોઃ એ રાગ. )

બ્હેની! રીતિ પ્રીતિની આદરજો, મોટું મન રાખીને આચરજો,
સુખી સહુ જનને તમે કરજો, બ્હેની૦

દ્વેષીજન દ્વેષ ભલે ધરતાં, કલેશી પ્રાણી કલેશમાં છો મરતાં,
તમે દ્વેષ કલેશ નહીં કરતાં; બ્હેની૦

નથી કાંઈ લેઈ જાવું સાથે, જાવાનું છે સહુને ખાલી હાથે,
તો પછી કંકાસ શા માટે! બ્હેની૦

સ્નેહી સાથે ઘડીનું રહેવાનું, તેમાં શાને લઢવા ને વઢવાનું?
ભલાઈનું લ્યોને કરી લ્હાણું. બ્હેની૦

મ્હોટું મન રાખી જો ગમ ખાશો, સુખી સૌને કરીને સુખી થાશો,
મંત્ર છે સુખનો એ સાચો. બ્હેની૦

ચંદ્રશંકર ન. પંડ્યા.



## ૪૩. સપ્તપદીમાં કન્યાની પ્રતિજ્ઞાઓ.

( પુનમ ચાંદની ખીલી ઈ૦—એ રાગ. )

સુખદુઃખ સર્વેમાં હું આજ થકી સમભાગિનિ રે.
જ્યાં જે સ્થિતિ મહીં રહે વ્હાલા મ્હારા પ્રાણ,

ત્યાં તે સ્થિતિ મહીં હું સદા રહીશ આનન્દથી રે;
તો તો સચવાયે મુજ શીયળ અને સૌભાગ્ય,
એ મ્હે કરી પ્રતિજ્ઞા, પ્હેલે પગલે લગ્નમાં રે.

(સાખી) બાલકથી વૃદ્ધો સહુ ઉપર રાખી પ્રેમ,
ભલું કરી કુટુમ્બનું પોષું સહુને તેમ.

ઘરમાં શું છે શું નહિં તે સર્વે સંભાળીને રે;
કરતાં યોગ્ય ખર્ચે, રાખીશ તેનો હીસાબ,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા બીજે પગલે લગ્નમાં રે.

(સાખી) સ્વામિભક્તિ હું કરૂં પ્રભુભક્તિથી વિશેષ;
સત્ય મીઠી વાણી થકી રીઝવું પતિ હમેશ.

સબળ કારણ વિણ પતિ સન્મુખ ઉદાસ થવું નહીં રે;
જેથી પતિને દુઃખી થવાનું કારણ થાય,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા ત્રીજે પગલે લગ્નમાં રે.

(સાખી) પતિને કંઈ દુઃખ આવતાં, પ્હેલું મુજને થાય,
મ્હારા સુખના સ્વાર્પણે પતિનું સુખ સચવાય.

પતિને પ્રભુ માનીને તેની આજ્ઞા પાળવી રે;
અનુસરી આચારે આ પાળીશ સેવકધર્મ,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા ચોથે પગલે લગ્નમાં રે.

*  *  *  *

પતિ વિણુ અન્ય જનો નિજ પુત્રો ભાઇ બાપ છે રે;
કદિએ દૃષ્ટિ નહિ તેઓ સાથે જોડીશ,
એકાંતે નવ હસીં રમીં બોલીને શીળ સાચવું રે,
સીતા અનસૂયા જેવી ને અનુસરીશ;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા પંચમ પગલે લગનમાં રે.

(સાખી) આ સહુમાં સાક્ષી પ્રભુ, તેથી ક્હીને છેક,
શબ્દે શબ્દ પળીશ હું પાળી ધર્મની ટેક.

અમ લગન પહેલાં પણ બન્નેની પ્રીતિ હતી રે;
તેવી લગન પછી પણ રહે નિરંતર ક્ષેમ,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા છઠ્ઠે પગલે લગનમાં રે.

(સાખી) હોમ યજ્ઞ કર્તવ્યમાં સદા રહીશ હું સાથ,
કર્તવ્યોત્તમ સેવના—તેજ યજ્ઞ મુજ નાથ.

સમજી એ સહુ ધર્મ સદા પાળીશ ઉમંગમાં રે;
જપ તપ વ્રત પણ નવ આજ્ઞા વિણુ મુજથી થાય,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા છેલ્લે પગલે ચાલવા રે.

સુતનશ્રી.



## ૪૪. કન્યાને બોધ.

( કંકુ છાંટી કંકોતરી મોકલીઃ—એ રાગ. )

પરણી સીતા સધાવતાં સાસરે,
આવ્યાં જનકરાજા તણી પાસ, રાખી મન આશ,
લેવા આશીષવેણુ રે.

ત્યારે જોતાં સીતામુખચન્દ્રને,
પ્રેમે બાપથી અબળી જવાય, સુખે ન બોલાય,
મંગળ કરો વ્હેન રે.

કરજો સ્વામીની સેવા ઉમંગથી,
કોઈ વાતે ન દુભવો મંન, રાખી રૂહો પ્રસન્ન. મંગળ.
કો દી જગના જંજાળને કારણે,
કોપે ઘરમાં આવી ભલા રામ, પીજો ક્ષમાજામ. મંગળ.
સાસુસસરાનાં માન તો રાખજો,
જાણી માતપિતા સમ તેહ, કરો ઝટ જે કેહ. મંગળ.
વૃદ્ધાવસ્થામાં ચાકરી તેમની,
કરી રાખો સજી બહુ નીત, ભલું છે ખચીત. મંગળ.
જેઠ જેઠાણી દિયર દેરાણીને,
વળી નણંદ ભાંડુ સમ જાણો, તેમાં પ્રેમ આણો. મંગળ.

ઘરના દાસ દાસી જન સર્વને,
રાજી રાખતાં કરવજો કામ, શોભી રહેશે ધામ. મંગળ.

આવે પરવાર જો ઘરકામથી,
કરજો રામને થાતી સહુાય, દંપત બહુ સોહુાય. મંગળ.

નિજ અભ્યાસ જારી જ રાખજો,
એ છે સ્વચ્છ સુખોનું નિધાન, બીજું ન સમાન. મંગળ.

ઘણું દુઃખો આવી પડે જો કદી,
દીલ ઠાબી રાખો રૂડી ધીર, મટી જાશે ભીડ. મંગળ.

તમે ફૂહેશો શેની બ્હીક સાચને,
પણ સાચને શત્રુ ઘણાક, તમે વળી રાંક. મંગળ.

કરજો લાજ વધે બન્ને કૂળની,
અભિમાન ધરો નહિ ઉર, છે નમ્રતા નૂર. મંગળ.

સ્વામી કહે ત્યારે અહિંયા આવજો,
બાકી રહેજો સદા સ્વામિસંગ, એમાં શુભ રંગ મંગળ.

દેજો પત્રથી દર્શન બાપને,
રડતાં રહો બ્હેન હુવે નહિ ઢીલ, ભરાયું મુજ દીલ. મંગળ.

કવિ નર્મદાશંકર.



# ૪ स्नेहनिरुपण.



## ૪૫. લોચનમનનો ઝગડો.

### પ્રીતિનું કારણ લોચન કે મન ?

( ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી રે આવી:—એ રાગ )

લોચનમનનો રે, કે ઝગડો લોચનમનનો.
રસીયા તે જનનો રે, કે ઝગડો લોચનમનનો.

પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ,
મન કહે લોચન ત્હેં કરી, લોચન કહે ત્હારે હાથ. ઝગડો.

નટવર નિરખ્યા નેન ! ત્હેં, સુખ આવ્યું તુજ ભાગ,
પછી બંધાવ્યું મુજને—લગન, લગાડી આગ. ઝગડો.

સુણ ચક્ષુ ! હું પાંગળું, તું મ્હારૂં વાહન,
નિગમ અગમ કહ્યું સાંભળું, દીઠા વિના કયાં ગયું મન ? ઝગડો.

ભલો કરાવ્યો તેં મને સુંદરવરસંજોગ,
મને તજી તું નિત મળે, હું સહું દુઃખવિજોગ. ઝગડો.

વનમાં વ્હાલાજી કને હુંય વસું છું નેન !
પણ તુંને નવ મેળવ્યે હું નવ ભોગવું ચેન. ઝગડો.

ચેન નથી મન ક્યમ તને, ભેટે શ્યામશરીર,
દુઃખ મ્હારે જાણે જગત, રાત્ર દિવસ વહે છે નીર. ઝગડો.

મન કહે ધીકું હું હૃદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય,
તે તુજને લાગે રે નેન, તેહ થકી તું રોય. ઝગડો.

એ બેઉ આવ્યાં બુદ્ધિ કને, તેણે ચુકવ્યો ન્યાય,
મન ! લોચનનો પ્રાણ તું, લોચન ! તું છે મનકાય. ઝગડો.

સુખથી સુખ, દુઃખ દુઃખથી, મનલોચન એ રીત,
દયાપ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહુ વડેથી પ્રીત. ઝગડો.

દયારામ.



## ૪૬. પ્રેમની પીડા.

(શ્યામ રંગ સમીપે ન જાવું મ્હારે આજ થકી શ્યામરંગ ઇ. એ રાગ)

પ્રેમની પીડા તે કોને કહીએ રે હો મધુકર !
પ્રેમની પીડા તે કોને કહીએ.

થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે;
હાથનાં કિધાં તે વાગ્યાં હુઇએ રે. હો મધુકર.

જેને કહીએ તેતો સરવે કહે મૂરખ;
પસ્તાવો પામી સહી રહીયે રે. હો મધુકર.

ધીકીયે ઢાંકયાં રાતદિવસ અંતરમાં,
ભૂખ નિદ્રામાં નવ લહીએ રે. હો મધુકર.

સ્નેહનાં દઝાડયાં ઘણાં મરણ થકી માંઠાં,
શું કરીએ વાઢયાં તે વહીએ રે. હો મધુકર.

× × × ×

દયારામ.



## ૪૭. પ્રીતિની રીત.

( શ્યામરંગ સમીપે ન જાવું મ્હારે આજ થકી શ્યામરંગ છઃ-એ રાગ. )

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે,
પ્રીતડીની રીત અતિ અટપટી.

થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહીં;
વજ્રરેહેણે જટી તે જટી. ઓધવજી છે.

પ્રીત ના કહેવાય, તે તો સ્વારથ સમજવો;-
ચાર દિવસ પ્રગટી ને જે મટી. ઓધવજી છે.

પીડાની ભરેલી પ્રીત, તોયે કરે પંડિત;
દુઃખ પામે તોયે ન્હાય ના ઘટી. ઓધવજી છે.

કહ્યા સમજ્યામાં ન આવે એ વસ્તુ તો;
જાણે જેને હોય વીતતી વટી. ઓધવજી છે.

દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા;
ધરમ લાજ ખોય ને મરે મટી. ઓધવજી છે.

દયારામ.



## ૪૮. પ્રેમબન્ધન.

( લાલ ત્હમારો લાડકવાયો, મુજને કાંઇ કાંઇ કહે છે રે:—એ રાહ. )

ઉદ્ધવજી એ પ્રેમ પુરાણો તોડાવ્યો ના ત્રુટે રે
જો વસુધા આ રસાતળ જાયે, સૂર્યઉદય પશ્ચિમમાં થાયે;
પ્રલયાગ્નિથી દેહ દહાયે, (છો) પ્રાણ મર્મથી છુટે રે. ઉ૦
પ્રેમયોગ અન્તરમાં જાગ્યો, અન્ય યોગનો સંશય ભાગ્યો;
ત્યાગયોગ તો કડવો લાગ્યો, પીધો જાય ન ઘુંટે રે. ઉ૦
અન્તર પ્રેમ પ્રગટીયો જેને, તે વિણ કેમ પડે કળ તેને;
સુખદુઃખ કહો જઇ, કહેવું કેને, અન્તરમાં ના ખુટે રે. ઉ૦
પ્રીત કરી સજ્જન ના તોડે, તોડયા સરખી કદી ના જોડે;
નૃસિંહ ગૃહી કરને તરછોડે (જેમ) વિશ્વાસુ જન લુંટે રે.
ઉદ્ધવજી૦

નૃસિંહાચાર્ય.



## ૪૯. પ્રભુપ્રેમપાન.

(સખી! આજરે મળ્યા પ્રભુ વ્રન્દાવનમાં:—એની ચાલ.)

સખી પ્રેમનો પ્યાલો પીજીએજી.
કોણ પીતાં ધરાયું!—સખી પ્રેમનો.

આધિ વ્યાધિ ને સળગી રહી ઉપાધિઓ,
નેહ નીરે બુઝાવીએ જી; સખી.

પીવું પીવું ને પડી ઉઠીને પીવું,
પીતાં પરમપદ પામીએ જી. સખી.

જન્મી જીવીને સુખ શાગાં નિહાળો?
નેહ વિના દેહ શીદ સીજીએ જી. સખી.

મ્હારૂં ને ત્હારૂં તજી પ્રેમનુંજ ગાવું,
તાને ચઢી રસ ઝીલીએ જી. સખી.

નિયમ ત્યાં ભેદ ને ભેદ ત્યાં ભ્રમ યા,
પ્રેમને નિશે ભેદ ટાળીએ જી. સખી.

કયાંથી પીવું! ને શાથી પીવું? શું પીવું?
પીધું સદાય આ પ્રાણીએ જી. સખી.

પોતે પીનાર અને પાનાર પોતે,
પોતે પીવાનું થઈ ડુલીએ જી. સખી.

મણિલાલ નભુભાઇ.



## ૫૦. પ્રેમ—આનંદનો પ્યાલો.

( હાંરે ચાલો ડાકોરમાં જઇ વસીએઃ—એ રાહ. )

પીની પીની પ્રેમાનંદ પ્યાલો.
નહીં ખુંચશે ભવનો ભાલો રે. પીની૦
અહીં બન્યો જે આવડો ઘેલો;
તે તું ડાહ્યો થઇશ કહું વ્હેલો રે. પીની૦
લાગશે કડવો તે ખરો પ્હેલો;
પછી માગીશ કયાં છે તે પેલો રે. પીની૦
પીધા પછી તો મુકવો ન સ્હેલો;
કરે શુદ્ધ રસિક, નહિ મેલો રે. પીની૦
નર્મદ કહે લવું હું ન ઠાલો;
ખરે પ્યાલો લાગે મ્હને વ્હાલો રે. પીની૦

કવિ નર્મદાશંકર.



## ૫૧. પ્રેમસ્નાન.

( સાહેલી આતો, કાનુડો કામણગારો રેઃ—એ રાગ. )

ગગને આજ, પ્રેમની ઝલક છાઇ રે, ગગને આજ.
પ્રેમની૦
પૃથિવી રહી છવાઇ, પરવતો રહ્યા નાહી;
સચરાચરે ભરાઇ રે; ગગને૦

ભૂતને ભવિશ્ય ગયા, વર્તમાન સર્વ થયા,
એકમાં અનેક રહ્યા રે; ગગને૦

કીડીથી કુંજર સુધી, ગળી ભેદબુદ્ધિ ઉંધી,
વાટડી અભેદ સુધી રે; ગગને૦

વાદ ને વિવાદ ગળ્યા, ઝેરી વિખવાદ ટળ્યા,
જુદા સહુ ભેગા ભળ્યા રે; ગગને૦

વ્રત જોગ તપ સેવા, જુઠા છે પ્રસાદ મેવા,
પંડિતો વેદાન્તી તેવા રે; ગગને૦

ધન્ય ભાગ્ય તેનાં જેણે, પ્રેમથી નીહાળ્યો નેણે,
સુખને શું કહેશે વેણે રે; ગગને૦

સાંભળશે કોણ કહેશે, શા થકી વખાણી લેશે,
ન કહ્યે કહેવાઇ રહેશે રે; ગગને૦

પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે; ગગને૦

મણિલાલ નભુભાઇ.



## ૫૨. પ્રેમગાન.

( સખી ! આજ રે મળ્યા પ્રભુ વન્દાવનમાં:-એ રાગ. )

સખી ચાલ રે ગરબે રમવાને ઉમંગમાં.
રૂપેરી વસ્ત્ર ધરી નિજ અંગે,
ચંદા રમે જોની છંદમાં રે. સખી ચાલ રે૦
પતિસ્મરણ કરી હૃદય વિષે તું,
પ્રેમઘેલી થા જોઇ ચંદ્રમાં રે. સખી ચાલ રે૦
સત્ય પ્રેમ-શસ્ત્ર વડે પતિપ્રેમ પામશું,
ઘુમી રહી સ્નેહ જંગમાં રે. સખી ચાલ રે૦
શુદ્ધ પ્રેમગાન થકી શુદ્ધ પ્રેમ આજ રે,
વ્યાપી રહ્યો અંગોઅંગમાં રે. સખી ચાલ રે૦
વિજયપતાકા ઉઠાવી સત્ય સ્નેહની,
રેલાઈશું રસરંગમાં રે. સખી ચાલ રે૦
શુદ્ધ પ્રેમદાન માગી ઈશ પાસ આજ રે,
આનન્દીશું પતિસંગમાં રે. સખી ચાલ રે૦

અજ્ઞાત.



## ૫૩. દિવ્ય પ્રેમ.

( શ્યામરંગ સમીપે ન જાવું મારે આજ થકી શ્યામરંગ સમીપે )
ન જાવું:—એ રાગ. )

જીવન મધુર, પ્રેમ થકી થાયે રે,
ઓ સુન્દરી, જીવન મધુકર પ્રેમ થકી થાયે:-

કુસુમનો સુવાસ અને સુન્દરતા દમ્પતીને,
વ્યર્થ, પ્રીતિ અન્તરે ન હોયે રે;- ઓ સુન્દરી૦

લલિત, ગભીર, તરૂતણી ઘટા શીતલ છાંય જો,
હોય હૃદય ભિન્ન, સુખ ન આપે રે;— ઓ સુન્દરી૦

રમ્ય વિમળ અંગ, પંખી તણાં મધુર ગાન, કટુ
યુગલચિત્ત ક્લેશથી મુઝાયે રે;— ઓ સુન્દરી૦

વિશ્વ તણા સુખ વિલાસ, વિષ સમાન, ઉભય હૃદય,
પ્રણય શુદ્ધ દંપતી ન રાખે રે;— ઓ સુન્દરી૦

વસે સ્નેહ, સ્નેહ સંગ, હસે હૃદય હૃદયથી
મનુજ, સકલ સૌખ્ય, દિવ્ય, પામે રે;— ઓ સુન્દરી૦

ચિત્તના વિષાદ, ઊંડા ક્ષોભ, સર્વ શ્રમો, દૂર
એક મીઠા પ્રેમસ્મિતે, થાયે રે;— ઓ સુન્દરી૦

ઉજ્વલ પ્રકાશ, આશ, સુખ અને આનંદ શુદ્ધ,
પ્રણયસૂર્ય, સ્થળ સહુ પ્રસારે રે;— ઓ સુન્દરી૦

રમ્ય સકલ સૃષ્ટિ ભરે દિવ્ય મીઠા ગાનથી, જે
હૃદયયુગ્મ, પ્રીતિથી સુહાયે રે;— એ સુન્દરી૦
પતિતને પ્રભુત્વ દિયે પ્રણય–વિનિમય વિશુદ્ધ,
પ્રણયહીન, દીન દશા પામે રે,— એ સુન્દરી૦

ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ, બન્ધુસમાજ.



## ૫૪. પુત્રનું પારણું.

### માતાનો પુત્રપ્રેમ.

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.
ઝુલે લાડકડા પુરૂષોત્તમ આનંદભેર,
હરખી નરખી ને ગોપીજન જાયે વારણે;
અતિ આનંદ શ્રીનંદાજીને ઘેર.

માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે.

હરિનાં મુખડાં ઉપર વારૂ કોટિક ચંદ્રમા,
પંકજલોચન સુંદર વિશાળ કપોળ;
દીપકજ્યોતિ સરખી દીપે સુંદર નાસીકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ;

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

મેઘશ્યામ કાન્તિ ભૃકુટી છે વાંકડી,
ખટળીયાળા ભાળે ઉપર ઝુમે કેશ;
હસતાં દંતુડી દીસે બેહૂં હીરાકણી,
જોતાં લાજે કોટી મદન મોહનવેશ;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે;

સિંહનખ જડેલું સુવર્ણ શોભે સાંકલું,
નાજુક આભ્રણ સઘળાં કંચન મોતી હાર;
ચરણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી,
કોઇ બોલાવે તો કરે કિલકિલાકાર;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

લાલ લલાટે કીધો કુંકુમ કેરો ચાંદલો,
શોભે જડિત્ર જાણે મરકતમણિની માળ;
જનિની જુગતે આંજે અણિયાળી બેઉ આંખડી,
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

સરવે સોનાનું જડિત્ર મણિમય પારણું,
ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરિગુણ ગાયે હાલડાં,
ખેંચે ફૂમતીયાળી રેશમદોરી સાર;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

હંસ કરંડ ને કોકિલ પોપટ પારણે,
બપૈયા ચકોર ને કાંઇ સારસ મેના મોર;
રમકડાં મુકયાં રમવાને મોહન લાલને,
ઘમઘમ ઘુઘરા વજાડે નંદકિશોર;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

મ્હારા ક્હાનાની સમાણી કન્યા લાવશું,
મ્હારા લાલને પરણાવીશ મ્હોટે ઘેર;
મ્હારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે,
મ્હારો ક્હાનો કરશે સદાય લીલાલ્હેર;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

મ્હારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરીને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઇને ભેટાડીશ હૃદયા સાથ;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

જેનો શેષ શંકર સરખા પાર પામે નહીં,
નેતિ નેતિ કહે છે નિગમ વારંવાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં,
નથી નથી એનાં ભાગ્ય તણો કાંઈ પાર;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

વ્રજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદજસોદા કેરૂં ભાગ્ય વિશેષ;
તે સર્વેથી ગોપીજનનું ભાગ્ય અતિ ઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શિવ ને શેષ;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

ધન્ય ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન, હરિ કેરો જ્યાં છે વાસ;
સદા જુગલકિશોરે ત્યાં લીલા કરી,
સદા બલિહારી જાય છે દયારામ દાસ;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

દયારામ.



## ૫૫. હાલરડું.

( મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો. એ રાગ. )

કુલ મ્હારૂં પોઢે છે, પોઢે છે.
હાંરે જરી ધીમી હો બ્હેન! જરી ધીમી,
હાંરે પશ્ચિમોદધિની લ્હેર આવ્યે ભીની રે,... કુલ૦

હાંરે લહરી એની! ધીરી તું ધીરી વાજે,
હાંરે ત્હારા ઉદધિનાં ગાન ગભીર ગાજે રે,... ફુલ૦
હાંરે શીતલ ચન્દ્રને ચુમીને આવી બ્હેનાં!
હાંરે સ્ફુરવ વિરમતાં કોમલાં શું ત્હેનાં રે,... ફુલ૦

ન્હાનાલાલ દ. કવિ.



## ૫૬. હાલરડું.

### માતાની મહેચ્છા.

(માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે:—એ રાગ.)

મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.
ત્હમને પરમેશ્વરની રક્ષા દહાડો રાત,
મ્હારા આંખોના તારા છો કુંવરજી તમે;
તમારી ઉપર વારી નાખું મ્હારી જાત;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

મ્હારા કોડીલા કુળદીપક છો ત્હમે,
હું તો હોંશે હોંશે નિરખું નિર્મળ મુખ;
લાડે કોડે લઇ લડાવું મ્હારા લાલને,
ત્યારે જાણું છું સાંપડીયાં સાતે સુખ;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

ત્હારૂં પારણિયું મઢાવું માણેક મોતીયે,
ઉપર મેલું મેના પોપટ મોર ચકોર;
પારણિયાને ફરતી ઘમઘમ ઘમકે ઘૂઘરી,
હોંશે હીંચોળું લઇ રૂડી રેશમ દોર;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

પોઢો સદ્‌ભાગી કુંવરજી થઇ સુખાળવા,
આવે પવન તણી સુગંધી શીતળ લ્હેર;
પારણિયું ત્હારૂં પ્રીતે મેલું પરશાળમાં,
મનમાં માનું મ્હોટી મહા પ્રભુની મ્હેર;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

કુંવર ચાલણગાડી લઈને શીખશે ચાલવા,
થનગન કરતો પગલાં ભરશે રૂડી પેર;
કાલું કાલું બોલી માખણ મેવા માગશે,
ત્યારે માનીશ મુજને મળ્યો કનકનો મેર;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

મ્હારો મનગમતો કુંવર કાલે મ્હોટો થશે,
ભણવા જશે નિશાળે નિશાળીયાની સાથ;
પાટી લેખણ ખડીયો લઇને લાલ સિધાવશે,
એવા દિન કયારે દેખાડે દીનાનાથ;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

મ્હારા કુંવરને કન્યા લાવીશ કોડામણી,
હરખ ઘણેરે હું પરણાવીશ મ્હોટે ઘેર;
વરરાજા થઇને કુંવર ચ્હડશે વરઘોડલે,
પોસ ભરાવીશ હું ફળફુલે રૂડી પેર;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

મ્હારો ન્હાનકડો થાશે મ્હોટો નાણાવટી,
વ્હાણવટીનો વળી વિધવિધ કરશે વ્યાપાર;
રાજસભામાં પણ રૂડી રીતે બીરાજશે,
શાણો શાણો કહુશે સર્વ મળી સરદાર;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

કુંવર કરશે માતપિતાની પ્રીતે ચાકરી,
મ્હોટાં મ્હોટાં જગમાં મેળવશે બહુ માન;
શૂરાં કામ કરી થાશે પ્રખ્યાત પરાક્રમી,
લેશે સલાહ પૂછી સાહેબ ને સુલતાન;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

મ્હારી હોંશ હૈયાની પરમેશ્વર પૂરી કરે,
મ્હારા લાડકડા ! તુજ કરે પ્રભુ કલ્યાણ;
એવી આશીષ આપુ અવસર અવસર ઉપરે,
પોઢો પોઢો મ્હારાં જીવના જીવનપ્રાણ;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

અલોલો, હાલ, ખમા, વ્હાલુડા મ્હારા બાળને;
ઘુમણીયાળું વદન નિહાળુ પૂરણચન્દ્ર;
મ્હારૂં ઘર શોભે તે પુત્ર તણાં પગલાં થકી,
અવલોકી અવલોકી ઉર પામું આનંદ;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.
કુંવરજી ત્હારાં દુઃખડાં ખારે દરીયે જજો,
સુખનો સાગર તુજને મળજો ઠામોઠામ;
બહુ જુગ જીવી માતપિતાની પ્રતિમા પાળજો;
દીલથી આશિષ એવી દે છે દલપતરામ;
મ્હારા લાડકડા કુંવરજી પોઢો પારણે.
કવિ દલપતરામ ડાહ્યાભાઇ.

## ૫૭. સ્વામીસ્નેહ.

( કંકુ છાંટી કંકોતરી મોકલીઃ—એ રાગ. )

*રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ,
કહે રઘુનાથ—પધારો પિયર ભણી.

* * * * *

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મ્હારા પ્રાણ—સાથે રાખો સ્નેહથી.

---

* પ્હેલી બે લીટીઓ બીજા કાવ્યની છે, પરંતુ કાવ્યની શરૂઆતમાં સંધાન દર્શાવવા અહીં ઉતારી છે.

જુદાં પડવાની વાત વ્હાલા કહો, તેતો બોલ લાગે તીખા બાણ,
રઘુકૂળભાણ; સાથે રાખો સ્નેહથી.
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ,
હું જાણું હમેશ; સાથે રાખો સ્નેહથી.
ત્હમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણીનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ; સાથે૦
સ્વામી ત્હમેરે સુખી તો સુખ માહરે, ત્હમે દુઃખમાં તો દુઃખ
મ્હારે દેહ, એમાં શો સંદેહ; સાથે૦
જે કોઇ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર બળ્યો ધિક એહ,
મુઆ જેવી તેહ; સાથે૦
સ્વામી તમ વિના મંદિર ને માળીયાં, ભાસે પર્વત મ્હોટા સમાન
વસ્તી તો વેરાન; સાથે૦
મહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દર્શનદાન,
કૃપાના નિધાન; સાથે૦
સાસુસસરા ને માતપિતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ,
મને મહારાજ; સાથે૦
સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયરસમાજ,
કેનું નથી કાજ; સાથે૦
સાચું સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વાર્થી સઘળો સંસાર
કુટુંબ પરિવાર; સાથે૦

મ્હારાં લાડપાલણુ તમે લાલજી, બીજો નથી આંસુનો લેનાર,
કે એકે આધાર; સાથે૦
કાયા પ્રાણુ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક,
જીવું તજી ટેક; સાથે૦
જો કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરીને વિવેક,
જીવે પળ એક; સાથે૦
ત્હમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજ ને પાટ,
હુવેલીના ઠાઠ; સાથે૦
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણુદીઠે તો આંધળી ભીંત,
જનમની એ રીત; સાથે૦
મ્હેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સંગે પૂરણુ પ્રીત,
ચોરાયું છે ચીત; સાથે૦
જમવું, જીવન ! તમથી જુદાં પડી, હોય વિધવિધનાં પકવાન,
તે વિખનાં નિશાન; સાથે૦
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન,
તે મેવા સમાન; સાથે૦
પડશે તડકા ને તાપ વૈશાખના, તેતો જાણીશ ચંદ્રપ્રકાશ,
રહી તમ પાસ; સાથે૦
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ધારશો ન આશ,
નિશ્ચે પામું નાશ; સાથે૦

કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નિરાશ,
ભારે લેતી શ્વાસ; સાથે૦
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ,
જતા વનવાસ; સાથે રાખ્યાં સ્નેહથી.

કવિ દલપતરામ ડાહ્યાભાઈ.



## ૫૮. પતિપ્રેમની લાલસા.

(શ્યામ રંગ સમીપે ન જાવું મ્હારે આજથકી ૯૦:-એ રાગ.)

ચંદ્ર પિયુ કાં રહે રીસાઇ રે હો સજની! ચંદ્ર૦
અધુરી શીતળ અમી મધુરી પીવી હો રહી,
વચમાં વિધિ રહી વંકાઈ રે, હો સજની! ચંદ્ર૦
કિરણ કટાક્ષ શરે અંતર નિરંતર એ,
ઘા એ લાગ્યો ન રહે રૂઝાઈ રે, હો સજની! ચંદ્ર૦
કુમુદા દમી ત્હેં પ્રથમ હાવાં કાં ચકોરી દહે?
હું તો રહી છું આ રૂંધાઈ રે, હો સજની! ચંદ્ર૦
કહે કે શું કરૂં નાથ? તુંને મનાવાને માટ!
તુંમાં રહ્યો લીન હરિ સદાઈ રે, હો સજની! ચંદ્ર૦

હરિલાલ હર્ષદરાય.



## ૫૯. પતિપત્નીનો દિવ્ય રથ.

( માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે:–એ રાગ. )

વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
ચંદા તારલિયાના તેજ સમો ચમકાર !
અમીશાં અજવાળાં ઠારે અંતરની આંખડી,
ચૌદે રત્નતણો શો ભીડભંજન ભંડાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !

આવો પ્રિયતમ ! એ રથમાં અંતર પધરાવીયે;
મનહર, મહિમાવાન મહા એ જગમોઝાર;
ઋષિ મુનિ સંત જનોની નિર્મળ ઉરજ્યોતિ દીપે,
તેમાં આવો, ફરિયે કરતાં આત્મવિહાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !

પુષ્પ પ્રકાશિત પ્રભુનો મણિમંડપ રળીયામણો,
તેનાં સૂર્યપ્રભાશાં દિવ્ય ઝળકતાં દ્વાર;
વિશ્વવિરાજીત એ શોભાની છાંયે મ્હાલવા
ચાલો, વ્હાલા ! એ રથમાં કરીયે સંચાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !

ઘૂ ઘૂ ઘોર ગરજતા ગંભિર જગસિન્ધુતટે
અમૃતસ્મિત ઝરતાં ખીલે કુસુમો સુકુમાર;

તેનો નિત્ય વસંત સુગંધ રસે ભરવા ઉરે,
હૃદયો ગુંથી ચાલો જઇએ પ્રાણાધાર!
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!

જીવનદેવ! પ્રયાણ નથી સુલભ ને સોહ્યલું;
જંગલ, ઝાડી, કોતર, ડુંગર ખાડ અપાર!
મોઘો કોમળ પુણ્ય પ્રભાકર રથ ત્યાં આપણો,
નિર્વિઘ્ને અણિશુદ્ધ ચલાવવો પ્રભુઆધાર!
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!

કંટકમાર્ગ કઠોર વિકટ છે એહ પ્રયાણનો,
અનિલો ઘૂમે, ને આકાશ વહે અંધાર;
તેમાં સાચવજો પ્રાણેશ્વર! પાર ઉતારજો,
દિવ્ય, સુરમ્ય, અમૂલખ રથ એ સર્વ પ્રકાર!
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!

ચાલો, વ્હાલા! ધીરાં, વીરા, મુખ મલકાવતા!
ઊંડા ઊંડા છે હૃદયોના અર્મો ઉચ્ચાર!
હૈયાહેત ઝરંતી આંખલડી આ આપણી,
મધુરાં અજવાળાં કરશે કંઇ ઠારોઠાર:—
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!

પ્રભુના પુણ્યવિલાસગૃહેથી કદિ કદિ આવતા
મધુમધુ મંગલ સ્વર્ગ ગીતોના કંઇ ભણકાર;

રસભીનાં તે ગીતોનો રસ પૂરણ ઝીલવા
હસતાં જઇએ એ રથમાં, હૈડાના હાર!
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
આવો, પ્રિયતમ! મંગલ ઘડી છે સુખસૌભાગ્યની;
આકાશે છે શા નવરંગ સજ્યા શણગાર!
એવા રંગ વિષે શો વિલસે છે રથ આપણો!
પ્રભુની મંગલ આશિષ વરસે છે શતધાર!
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
હસતો રમતો રૂડલો રથ એ પ્રાણ? ચલાવશું,
ઝગ ઝગ જગમાં એનો ઝલકાવી ઝલકાર;—
ધીરી, વીરી, તમ વાંસલડી, પ્રાણ! વગાડજો!
હુંય પણ પૂરીશ સાથે ગાનતણા લલકાર!
વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!

અરદેશર ફ. ખબરદાર.



## ૬૦. વીરાનાં વારણાં.

(વ્હાલા! વિરાજો મ્હારા પ્રાણમાંરે લોલ:—એ રાગ.)

ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ:
મોંઘામુલો છે મારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ:
બીજો સુહાગી મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

રાજ તો વિરાજે રાજમન્દિરે રે લોલ:
પારણે વિરાજે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

ચંપો ખીલે છે ફૂલવાડીમાંરે લોલ:
ફૂલમાં ખીલે છે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ:
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો આનન્દ મ્હારા ઉરનો રે લોલ:
બીજો આનન્દ મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

દેવે દીધી છે મ્હને માવડી રે લોલ:
માડીએ દીધો છે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

## ૬૧. મ્હારી ન્હાનકડી નણંદ.

(આસો સરદ પુનમની રાતરે, સુન્દર વેણુ વાગે વેણુ વાગે.—એ રાગ.)

મ્હને વ્હાલી વ્હાલી બહુ મ્હારી રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
ના હું ધરાઉં હૈયે ધારી રે, " " "
રૂડાં રૂડાં એનાં રૂપરંગ રે, " " "
ન્હાનાં નાજુક એનાં અંગરે, " " "
(સાખી) મીઠા મીઠા બોલતી કાલા કાલા બોલ,
કામણગારા હાસ્યથી દેતી હર્ષ અતોલ.

ભલું ભોળું એનું છે મન રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી.
એને લાગે છે સૌ સ્વજન રે, " " "
એનું હૈયું હેતે ઉભરાય રે, " " "
જોઇ બીજાનું દુઃખ દુઃખી થાય રે, " " "
(સાખી) સૌને રાજી રાખતી કાંઇ કાંઈ કરીને ખેલ,
કદી કદી વળી ગભરાવતી કરી કરી ખોટા ફેલ.

એનાં તોફાન સૌ નિર્દોષ રે; નણુદી ન્હાનકડી ન્હાનકડી.
એના ઘડીના હર્ષને રોષ રે. " " "
એના ઓરજ કાંઇ મીજાજ રે, " " "
સૌના ઉપર ચલાવે એ રાજ્ય રે, " " "
(સાખી) કંઠે વળગી કાનમાં લવતી કાંઈ કાંઈ બોલ,
સંદેશા નિજ વીરના કહીને કરતી ટોળ.

મ્હારૂં અમોલું એ છે રતન રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી.
કરશું એનાં રૂડેરાં જતન રે, ,, ,, ,,
મ્હારા પ્રભુ! એ કારમું બાળ રે, ,, ,, ,,
કરજો એને સુખી સૌ કાળ રે. ,, ,, ,,

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.



## ૬૨. નવી ભાભી.

( સારૂં સારૂં રે સુરત શેહેર ઇ:—એ રાગ. )

આજ આંગલણું ઉજળાય, ભાભી આવે છે;
શીળી જગની નોતમ છાંય, સાથે લાવે છે.

મન્દ મન્દ હસતી, મુખ નવ વદતી, લતા લચી લચી જાય રે;
મીઠી ભાભીના અન્તર ઉમળકા ખેલી નયન શરમાય,
ભાભી આવે છે: આજ૦

નિર્મળ સરિતડી ભાભી અમોલી વહેશે સાત્વિક ગાન રે;
સાગર સમો ભડ ભ્રાત રસીલો, ઝીલી દેશે નદીતાન;
ભાભી આવે છે: આજ૦

વ્હાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુંદર ફુલ રે;
નિત નિત ખીલતાં વિધવિધ ઝુલતાં તેજવશે વીરકુળ.
ભાભી આવે છે: આજ૦

માડી જાયાની દેવી ભાભલડી, વીર જયમ વૈકુંઠનાથ રે;
મંગલ હૈયાંહીર અમલાં ગુંથાતાં ઝળકશે પુણ્ય પ્રકાશ,
ભાભી આવે છે. આજ૦

અનુપમ જોડલું પાશે પ્રભુતા, થાશે જગત રળીયાત રે;
કુંમકુંમ ચાંદલો મોંઘી ભાભીનો અક્ષર રહો જગતાત!
ભાભી આવે છે. આજ૦

વસન્તવિનોદી.



## ૬૩. પ્રાણીમાત્ર પ્રતિ સ્નેહ.

### ( માછીને )

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને:—એ રાગ. )

માછીડા કયમ મારે કોમળ પ્રાણીને,
એ પણ શું ના જગતપતિપરિવાર જો;
એને પણ છે કોમળ કાયા તું સમી,
પણ મીઠો છે મોહભર્યો સંસાર જો;
માછીડા કયમ મારે પ્રભુના બાળને;

કૃપા કરી બળદાન દીધું પ્રભુએ ત્હને,
તે શું દેવા નિર્બળ જીવને માર જો;
મોંઘેરો શું માનવનો અવતાર તે,—

વિફરી હેવો કરતાં કડવાં કાર્ય જો;
માછીડા ક્યમ મારે નિર્બળ પ્રાણને.

સ્નેહસખી ચન્દ્રા જો! ઉન્નત વ્યોમમાં,
હસતી વાદળીઓશું રમતી રાસ જો;
પ્રભુગુણ ગાયક, ભડ અન્તર, જળ રાજવી,
શીખવે ઉંચે સૂરે પ્રેમી પાઠ જો;
માછીડા કંઇ શીખને પ્રેમી ગાનને.

દયા વિનાનું જીવતર તે શા કામનું,
નીરસુકાં જયમ ઉંડાં વ્યર્થ તળાવ જો;
બળતા વાયુ શીતળતા નહીં જ્યાં ઝીલે,
તપતાં હૈયાં જ્યાં નવ લે રસલ્હાવ જો,
માછીડા ક્યમ મારે કોમળ પ્રાણને.

મરણ પછીથી મળવા પ્રભુઘર માંડવા,
અમર કુસુમના ધરવા કંઠે હાર જો;
ફેરા ફરી ફરી મર્ત્યે જગે નવ આવવા,
ધર્મદયામાં ગુંથવા સહુ વ્યવહાર જો;
માછીડા ક્યમ મારે પ્રભુના બાળને.

વસન્તવિનોદી.

--

## ૬૪. સ્નેહનું સંભારણું.

### ( એ દિવસો. )

( ઓધવજી સંદેશો કહેજો શ્યામનેઃ —એ રાગ. )

ચન્દન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસિલી હસતી લલિત વરહાસ જો;
ચાંદલીયો ઉર ભરી ભરી રસ કંઇ ઢાળતો,
આપણ પણ રમતાં’તાં વિરલ વિલાસ જો;
એવા યે દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા.

ફૂલ ફૂલની પાંદડીઓ મીંચઇ ઢળી જતી,
નમી નમી પ્રિયને લેતા સુરભિ ઉછંગ જો;
નયનોમાં નયનો ઢાળીને હેતશું,
ઉજવ્યો ઉત્સવ સ્હમજી પરમ પ્રસંગ જો.
એવા દિવસ હતા તે પ્રિયતમ ! વહી ગયા.

પ્રિયતમ ! એ શશીરાજ સ્હડન્ત અટારીએ,
પટે રમે ન્હાનકડો અનિલ કુમાર જો;
ને મદભર રજનીનાં નયનો નાચતાં,
હૃદય ઝીલે સોનાં અમૃતની ધાર જો;
એવા દિનનાં શમણું પ્રિયતમ ! વહી ગયાં.

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી,
પંખી પ્હોડયાં ભીડીને પાંખ શું પાંખ જો;
વિલસે આજ જગત સઉ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો;

એવા રસદિવસો યે પ્રિયતમ ! વહી ગયા.

ન્હાનાલાલ દ. કવિ.



## ૬૫. પુત્રવિરહ.

( સૂનું પારણું. )

( માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે:—એ રાગ. )

પારણિયાં સૂનાં સૂનાં કંઈ મ્હારા બાલનાં.
આછેરી આછેરી ઉડી રહી ચન્દન ચાંદની,
મ્હારે ભુવન ભુવન અજવાળાં આછાં થાય;
ફૂલમાં તારલીયા પગલીઓ મધુરી પાડતા,
મ્હારાં નયન નયનમાં અમીઅંજન અંજાય;

પારણિયા પણ સૂનાં સૂનાં મ્હારા બાળનાં.

કુમળા પ્રભાતનાં તેજે વન વન અજવાળીયાં,
મ્હારે આંગણિયે પૂરાયો મધુર ઉજાસ;

મીઠડી કોયલડી કાલુ કાલુ કંઇ બોલતી,
મ્હારે અંતર ઉપડે પ્રતિકલરવનાં હ્રાસ;
પારણિયાં પણ સૂનાં સૂનાં મ્હારા બાલનાં.

આવે ગાતા રમતા મરૂત બાલ પશ્ચિમના;
પ્રભુનાં આશીર્વચનો સૂને ઝુલે ઢોળાય;
રમતી સખી ફુલે પ્રભુનાં ગીત ગાતી બાલુડા!
મ્હારાં નયનો ભરતી ક્ય્હાં તુજ કાન્તિ સુહાય?
સખી! જઇ દૂર રમાડે કાં તે પ્રભુની માધુરી!
પારણિયાં સૂનાં–સખી! જો અયિ!
મોઘાં પારણિયાં સૂનાં કંઇ આપણા બાલનાં.

ન્હાનાલાલ દ. કવિ.



## ૬૬. ઉડી ગયેલું સૌભાગ્ય સ્વપ્ન.

( ગાડી આવી ગુજરાત અગનકેરી ગાડી રે આવી:–એ રાગ. )

ઉડી ગયું સ્વપ્ન આજ, દિવ્ય સ્વપ્ન ઉડી ગયું છે;
હ્રદય ઝબકયું સહસાજ, હ્રદય આ ઝબકી રહ્યું છે. ઉડી૦
(સાખી) ઉડી સ્વપ્ન ગયું અને રહ્યા મધુર ભણકાર,
કુસુમ ગયું કરમાઇને, પૂંઠે રહ્યા સુરભિ સંસ્કાર,
મધુર સંસ્કાર તરંતા. ઉડી૦

તિમિર ધોઇ રમતી હસે ચંદા નભમોઝાર,
શ્યામ ઘનઘટામાં ડુબી પૂઠે લસતા રજતચમકાર,
વિરલ ચમકારની રેખા. ઉડી૦

સખીભાવ ઝરતાં મધુર નિર્મળ ત્હારાં નેન,
ખેદ વિરક્તિ વિષે ડુબ્યાં નવ હસશે કદી એ બ્હેન ?
નેન તુજ સ્નેહરસેલાં ? ઉડી૦

મૃદુ વચને સ્નેહાર્દ્ર તું આ હૃદય તણો ભાર
કરતી હલકો ક્ષણમહિં ડુબ્યું ગાન જ એ અમીસાર
કાળની કાળી ગુહામાં. ઉડી૦

સ્નેહદીપિકા લઇ ભમું એહ ગુહામાં આજ,
ને હૃદયમથન પ્રગટ્યું આ કાંઇ દર્શન શું સહસાજ !
મધુર શોકરેખા રચન્તું. ઉડી૦

આનન્દવને રમી રહ્યાં યુવકયુવતી રસલીન,
ત્યાં મુજ બ્હેની એકલી દીઠી કાંઇ બનેલી દીન,
ધમસઝાંખી ચંદા જ ક્‌હેવી ! ઉડી૦

સન્ધ્યા સિન્ધુ ચુમ્બતાં દૂર, ગગનની પાસ,
અનિમિષ નિરખી તું રહી, નાંખ્યો છાનો કંઇ નિશ્વાસ,
આશ ને નિરાશ વહન્તો. ઉડી૦

ગૂઢ વ્યથા તુજ ખોળવા, દેવા મૃદુ આશ્વાસ,
હૃદય યદપિ તલપી રહે, હા ! ન એ હવે ભાગ્યવિકાસ !
ઉંડું એ શલ્યજ સાલે. ઉડી૦

સાલે બમણું શલ્ય એ, વ્યથા પ્રગટ ન કરાય,
વડવાનળ ઊંડો ધરી સિન્ધુલહરી હસવવી હોય !
વિષમ તપ એ તપવાનું. ઉડી૦

દોષ ન બ્હેની દઉં તુંને, દઊં આશિષ મનભેર,
અન્તર બળતાં અગ્નિથી સિંચુ અર્મીની અમોલી સેર.
ખીલવવા દિવ્ય કળીને. ઉડી૦

દિવ્ય કળી ! મુજ સંગ તું કરીશ નિરંતર હાસ,
ઉજળી અનન્ત ભૂમિમાં એહ દિવ્ય ધરી આશ્વાસ,
હૃદય આ દીન ટકાવું. ઉડી૦

નરસિંહરાવ ભોળાનાથ.



# ૫. વિશ્વલીલાદર્શન.



## ૬૭. બ્રહ્માંડરસની રેલ.

### વિશ્વનો રસરાસ.

( સારૂં સારૂં રે સુરત સ્હેર. ૪૦–એ રાગ. )

જોને, ડોલે રોલે બ્રહ્માંડ, રસરેલ જામી છે;
જોને, અખૂટ વરષે મેઘ, રસરેલ જામી છે.
ઉઘાડી આંખડી રસરેલ નીરખે,
નમતાં રસરેલે નીતરે રે;
પટ તોડીને રસરેલ જામી,
રસ રસ રસ ઉભરાય;
રસરેલ જામી છે. જોને૦

વ્યોમચીર ફાટયાં, અખૂટ મેઘ વરષે
પૃથ્વી પીયે પીયે ન ધરાય રે;
ધારા ધીકી પાતાલને ભેદી,
ઊંડા પાણીમાં સમાય;
રસરેલ જામી છે. જોને૦

નભ પૃથ્વી પાતાલ અણુઓ
દશ દિશામાં વિખરાણાં રે;

અગણુ અદૃશ્ય થયા એક ક્ષણુમાં,
રસાબ્ધિમાં એ સમાણું;
રસરેલ જામી છે. જોને૦

તારા સર્યોને બુદ્બુદ્ બનિયાં
લીલા લલે, લય થાય રે;
ચંદ્ર ગળીને પ્રવાહે ભળિયો,
અમૃતરસ ઉભરાય,
રસરેલ જામી છે. જોને૦

સૂર્ય સરિત સમ સરી સરી શામ્યો,
તેજ રસમાં ભળિયું રે;
તેજ અમૃતરસનો દરિયો,
એકાકી—એક છલકાય;
રસરેલ જામી છે. જોને૦

મૂળજી દુર્લભજી વેદ.



## ૬૮. આકાશના નૃત્યનો રાસ.

( સારૂં સારૂં રે સુરત્ શ્હેર. ૪૦—એ રાગ. )

જોને નાનાં નાનાં નભે નૃત્ય,
નૂપુર નાદ ઝીલે છે.
ડોલે ગોબી ગગનમાં ગઢ.

નૂંપુર નાદ ઝીલે છે.
ૐકાર મુખડે શબ્દબ્રહ્મ સોહે,
જાગે મારાં ઉર ભરનીર રે;
અન્તર ઓજના ઉમળકા ઉછળે,
ભીંજે મારા ચીરના હીર;
નૂંપુર નાદ ઝીલે છે. જોને૦
પૃથ્વીપટે પાદ પ્રભુનામ પાડે,
દૃગ ઝીલે નભનૂરનાં ક્ષીર રે;
સ્વર્ગ શુક્તિમાં મોતીડાં વર્ષે,
હંસ હંસી ગુંથે માલામીર;
વધાવો વિરાટ્ રાજવીર;
નૂંપુરસ્મિત ખીલે છે. જોને૦
મૂળજી દુર્લભજી વેદ.



## ૬૯. નર્મદાની શોભા.

( આવોને લાલ વરણાગીયાઃ—એ રાગ.

નર્મદા શું આઉ શોભા સાંજની.
હાંરે પવન પાણી વાદળ રંગના સુસાજની હોજી રે. નર્મદા.
હાંરે પાણી જોરમાં ઉછાળા બહુ મારતું;
હાંરે પ્હોળા પટ્ટથી દેખાતી પ્રૌઢ નાર તું. હોજી રે. નર્મદા.

હાંરે વીળ ખળખળી ધીમે ચ્હડીને આવતી,
હાંરે તેતો હોડીમાંથી જોઇ સુણી ભાવથી. હોજી રે. નર્મદા.
હાંરે ડહોળાએલ નીર રંગ તે ભૂરો હતો;
હાંરે ઝાંખો શ્વેત આસમાન તણો ભળતો. હોજી રે. નર્મદા.
હાંરે પાકા રંગના ભુરા તે સામે ડુંગરા,
હાંરે ગળી રંગના ટોચે તે ભૂરાં વાદળાં. હોજી રે. નર્મદા.
હાંરે કાંઠે ઘાસ, લીલાં ઝાડ, બહુ શોભતાં;
હાંરે ચાર ગાય ભેંસ ઢોર ખાતાં હતાં. હોજી રે. નર્મદા.
હાંરે આવે મંદ મંદ વાયુ ખુશ લાગતો,
હાંરે હોડી ચાલતી તેને ઘણો સત્રા હતો. હોજી રે. નર્મદા.
હાંરે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો;
હાંરે ગુલાબી ફૂલોનો, પાણીના મેદાનનો. હોજી રે. નર્મદા.
હાંરે સુદી તીજનો ઉગેલ ચંદ્ર તે સમે;
હાંરે લ્હેરીયાંની રમ્ય લ્હેરમાંહી તે રમે. હોજી રે. નર્મદા.
હાંરે પવન સાંમટો પડી ગયો પછી ખરે;
હાંરે લીલા બ્રહ્મની જોઇ શી આંખો ઠરે. હોજી રે. નર્મદા.

કવિ નર્મદાશંકર.

## ૭૦ નર્મદાકિનારે.

( ઇતિહાસની આરસી સાહી મેં જોયું માંહી:—એ રાગ )

આનન્દ અલૌકિક અને છલોછલ પ્રેમ થકી,
મુજ હૃદય આજ ઉભરાય પતિસત્સંગવતી.
(સાખી) સુન્દર તટ વચ્ચે રૂડાં, ધસે નર્મદાનીર,
ત્યમ વ્હે મમ અન્તર તણો, પ્રણયપ્રવાહ રૂચિર;
પતિપ્રીતિ સિન્ધુ ભણી.

લીલા આંબલીયાની ડાળ કોકિલ હિંચે રે,
આ પ્રણય-પ્રવાહે આન સુધારસ સીંચે રે;
(સાખી) સમિર સુરભિ સુસ્નેહથી, સ્પર્શે તરૂવરડાળ,
હર્ષ થકી ડોલે ઝુકે શાખા ધરી ઉલ્લાસઃ—
અંગસુ ગર્વ ધરી.

પતિનો ત્યમ નિર્મળ પ્રેમ, પૂર્ણ સુગન્ધે રે,
સ્પર્શે ઉર આણી વ્હાલ, ઝુકું આનન્દે રે;
(સાખી) વિમળ વૃત્તિ અહિં વિકસતી, ક્ષોભ સકળ રહી દૂર,
વનલીલા લલિતા વિષે વહે સ્નેહનાં પૂરઃ—
ઉછળતી ઉર્મિ થકી.

વસોં હું મુજ વલ્લભ માંહ્ય, પતિ મુજ અંતરમાં,
બની રહ્યાં અમે બે એક, ભળ્યાં પરમાત્મનમાં.

ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ, બન્ધુસમાજ.

## ૭૧. નદીકિનારે.

( ઇતિહાસની આરસી સાહી મેં જોયું માંહી:—એ રાગ. )

આ રવવિણ વ્હેતી સરિત શાંતનીરા સૂતી,
કંઇ ધ્યાન ધરંતી ઉંડું ગંભીર ધરે મૂર્તિ;
વ્હેતા ઉરપર કંઇ શાંત વ્યોમ ભૂરૂં પડીયું,
સોહામણું શું રવિતેજ સરિતઅંગે જડીયું !
આ મોન અલૌકિક ધરી ઉભું ઉપકંઠ પરે,
તરૂવૃન્દ સમાધિ ગભીર ધરંતું કેવું ઠરે !
ઠરિ રહિ તેની વળી છાંય શામળી નદી જળની;—
અદ્દભુત ગંભીરી આમ શાંતિ વસી આ સ્થળમાં.
જો ! ઉડીને આવ્યું આમ ટોળું આ બગ કેરૂં,
ધીરૂં ધીરૂં ઉતરંત જ્યહાં જળ વ્હે ઘેરૂં;
તે વેળ શું એકાએક બગો બમણાં બનતાં,
જળ-ઉદરથી ઉડી પ્રતિબિમ્બ-બગો બીજાં મળતાં.
પછી શ્વેત કર્ણિકાર શી હાર બગની બેઠી,
નદી તટપર, રવિને તેજ ઉંફસુખડું લેતી;
આ શિલા ઉરે નાચતું કાલુ શું ભાન કરી,
વ્હેળીયું નદીમાં પડે, બાળલીલાજ ધરી.
જો ! સ્હામે તટથી ત્હણે બતકજુગડું તરતું,

ચાલ્યું આવે સ્વચ્છન્દ લ્હેર જળમાં કરતું;
કો સ્થળ જળ શામળું સુતું, હસે ભુરૂં કો સ્થળમાં,
ત્ય્હાં દીપ્ત અંગ જુગબતક સરંતુ પળવળમાં.
તે વેળ દીધે આ રેખ તેહ પાછળ શી પડે,
જળપટ ઉપર,–આ પેર વિહંગમ લ્હેર કરે.
આ પેર અહિં શાન્તિમાં શાંત લીલા પસરી,
રહ્યું વિશ્વ ન્હાનું શું આંહિ ધીર આનન્દ ધરી.
આ ઇતર જગતમાં શાન્તિ અને આનન્દ વસે,
નવ દીસે કો સ્થળ ક્લેશ નિરંતર હર્ષ હસે,
તો શ્રેષ્ઠ મનુજનું જગત કેમ ક્લેશે ભરીયું ?
કયમ દ્વેશવિરોધતરંગ વડે ક્ષોભિત કરીયું ?

નરસિંહરાવ ભોળાનાથ.



## ૭૨. જગઉદ્યાન.

( પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે–એ રાગ. )

ગુણીયલ બ્હેની ! ચાલો જઇએ જગઉદ્યાનમાં રે.
લ્હાવા મળશે ચિત્તને શાંતિ સુખ અનુપ;
વિધવિધ જાતિ પુષ્પો ઇશકૃતિના ન્યાળશું રે.

(સાખી) જનવાડી ખીલી રહી, વિધવિધ રંગ ભરેલ,
વૃક્ષો પુષ્પો છાજતાં સુગુણ સુગંધની રેલ.
સ્નેહે બ્હેની! શુદ્ધ પરાગ સુહાસ્યથી રે;
કરશું ઉરઆનંદે પ્રભુમહિમાનાં ગાન. ગુણિયલ૦

(સાખી) વિચારવાડી ખેલીને જઈશું આપણ બ્હેન!
પ્રભુની લીલા ન્યાળીને કરશું તે સંગ સ્હેન.
અંકુર વાવીશું ત્યાં નીતિના સહુ સ્નેહથી રે,
ઉરઉમંગ તણું સીંચીને નિર્મળ નીર. ગુણિયલ૦

(સાખી) ધૃતિ, પ્રીતિને રાખતાં જોશું ફળની વાટ,
યત્ને શૂરાં રહી સદા વિસારશુંજ ઉચ્ચાટ;
આવો, જોઇએ, બ્હેની! હૃદબાગે સ્નેહે ફરી રે,
કેવી વૃદ્ધિ થઇ છે, આપણ અંકુર માંહ્ય; ગુણિયલ૦

(સાખી) પ્રેમાંકુરાં ફૂટીયાં, જયાં ત્યાં બહુ સુકુમાર,
સમતા સરિતા વારીને સીંચો બ્હેનો સાર.
પતિભક્તિની કલિકા શોભે શી આ બેનડી! રે,
ચાલો હર્ષે પતિસહ લઈએ મોક્ષકુસુમ. ગુણિયલ૦

અજ્ઞાત.



## ૭૩. પ્રાતઃકાલ.

( જાગો જાગો રે, મારાં ઉજમાળાં બેન કે વાણેલાં ભલે વાયાં રેઃ-એરાગ. )

સુરજ ઉગ્યો રે, સરોવરીઆની પાળે કે વાણેરાં ભલાં વાયાંરે.
ભમરા ઉડે રે, કેવડીઆની ડાળે કે " "
મેના કોયલ રે બોલે મનહર માળે કે " "
નાચે કુદે રે હરણાં ઉંચી ફાળે કે " "
સુતા ઉઠો રે લક્ષ્મીબાઇના કંથ કે " "
શુભ શબ્દો રે બોલે છે સાધુ સંત કે " "
લેજો લેજો રે શ્રી રામનાં નામ કે " "
દેજો દેજો રે દીન જનોને દાન કે " "
કરજો કરજો રે, કોઇ મંગળ કામ કે " "
આજો આજો રે, હરિનાં ગુણગાન કે " "

અજ્ઞાત.



## ૭૪. વસન્ત અને મેના.

મોંઘાં મોંઘાં મારી મેનાનાં મૂલ,
મેનાનાં મૂલ મારી મીઠડીનાં મૂલ;
મારી દીઠડીનાં મૂલ.
મોંઘાં મોંઘાંરે મારી મીઠડીનાં મૂલ.

વસન્તરાજની કેલી કૈલાસ સમી,
ધરણીએ ધરિયા શૃંગાર રે;
મીઠડીને ટોકે મદન મંત્ર જાગે,
મલકે મારા મનજીની માળ,
મીઠડીનાં મોઘેરાં મૂલ;
મારી મીઠડીનાં મોઘેરાં મૂલ. મોઘાં૦
આંગણે વસન્ત, મારે હૈયે વસન્ત, જો!
વ્યોમે વિલસંતી વસન્તરે;
વસન્ત નામ મારી મેનાં ગજાવતી,
આવ વીર વરનાથ! વસન્ત;
મીઠડીનાં મોઘેરાં મૂલ;
મારી દીઠડીનાં મોઘેરાં મૂલ. મોઘાં૦

**મૂળજી દુર્લભજી વેદ.**



## ૭૫. વસન્તની પધરામણી સમયનું હાલરડું.

(નમી પાયે પડું હું નાથ તાહરે રે લોલઃ—એ રાહ.)

વસન્તદેવી પધારે વીરા! આંગણે રે લોલ;
તારે વદને વસન્ત રસ લોલ, મારાં બાલ!
મારો સોનાનો સૂર્યદેવ ઉગીયો રે લોલ.

મારી કુંજે શુભ ઓજસ્મિત થાય, હસે વીર,
વસન્તદેવી પધારે વીરા ! આંગણે રે લોલ.

(સાખી) સ્વામીના રસબાગમાં આસોપાલવફાલ;
રચ્યું તેનું નવ પારણું, ઝુલે શિવરૂપ બાળ.

રસઆંબાના મ્હોર મ્હેંકે આંગણે રે લોલ;
પ્રેમપોપટજી રમતાં આવે પારણે રે વીર !
તારા બાપુની કુંજે નહિં પાંજરૂં રે લોલ;
અમર આશભર્યો બાલ રાજા ઉગશે હો ! નાથ !
તારે પગલે ઝરોને ક્ષેમપુષ્પ મારી આશ;
વસન્તદેવી પધારે મારે આંગણે રે લોલ.
રસઅમ્બાએ છાંટયાં રૂપ વીરને રે લોલ;
સુધાક્ષીરે કરાવ્યાં પ્રેમસ્નાન રસપાન;
રંગે પૂર્યું નવ બાલતણું પારણું રે લોલ.
આવો કોયલડી ઉડતી દેવીચરણમાં રે લોલ,
રંગમલ્લી રસફૂઇબા બની બાલની રે લોલ;
પ્રેમગાન આરંભ્યું શુભ કામ, વસન્ત નામ.
ધરાવ્યું મારા વીરનું રે લોલ;
આનન્દસાગર ઉછળ્યો રે લોલ,
હૈયે રેલે વસન્ત પ્રેમપૂર,
શત ધારા ઉડી રસદૂધની રે લોલ.

શુભ ક્ષીરે ભીંજ્યું રે મારૂં બાલ રસલાલ,
મંગલ પૂર્ણિમા સજી મારી કુંજમાં રે લોલ;
વસન્તદેવી વધાવી મારે આંગણે રે લોલ.

મૂળજી દુર્લભજી વેદ.

## ૭૬. વસન્તવીણા.

( કામણ દીસે છે અલબેલા તારી આંખમા રેઃ—એ રાગ. )

માધવ—વીણા માધવ-મુરલી સમ જગ હીંચવે રે,
રસબસ ભીંજવે રે. માધવ૦

કુદરત વીણા-તાર સમારે,
સૃષ્ટિ નૃત્ય કરી સંભારે;
ફિર ચકવા ચારૂ કંઠે ચિત રીઝવે રે. માધવ૦

કુસુમ-કામઠી કુસુમશરાળો,
પ્રણયરસે સ્નિગ્ધ કરે, ભાળો !
માધવ-મિત્ર રૂપાળો મનડાં મીંચવે રે. માધવ૦

અનિલ મૃદુલ લહરી લલકારે,
કોકિલ કલ રવતી સહુકારે;
કલા કલાપી ધારે, નાચે નાચવે રે. માધવ૦

કુસુમલતા ઝુલતી પરિતોષે,
નવ નવ પલ્લવ વલ્લી હોંશે;
તરૂ તરૂ મંજરી મુકુલ પરિમલ સીંચવે રે. માધવ૦
પરાગરાગી ભૃંગો ગુંજે,
સુરભીભક્ત મરાલો કુંજે;
સ્વર–શોકી મૃગ કુંજે નયણાં વીંચવે રે. માધવ૦
માધવ મંજુલ ગુંજન માંડે,
જગસંગાનથી મોહ પમાડે,
કુદરત રાસ રમાડે, હૈડાં હીંચવે રે. માધવ૦
વિશ્વ અખિલ તલ્લીન લહેરે;
સહુ વ્યક્તિ નટવેશ પહેરે,
માધવ કેરી મેહેરે રસિક રસે મચે રે. માધવ૦

રાસક.

---

## ૭૭. ચંદા.

( બ્હેનો તમે ભાવ થકી ભણજો:—એ રાગ ).

રૂપેરી શી શોભી રહી ચંદા ! સુનિર્મળ વ્યોમે સુખકંદા !
રૂપેરી૦
મિષે મિષે મુખ એ શી મલકાવે ? તુજમાં પ્રિય માધુરી શી લાવે ?
રૂપેરી૦

ધરી પટ વાદળીનો આડે, ક્ષણે ક્ષણે ઘેલી મદે લાડે. રૂપેરી૦
મીઠલડી કિરણુને શી અણુસારે મિચવી એ કમળ–પોયણિ ઠારે ?
રૂપેરી૦
ચકોરી સર્વાંગે શિરે કુલી, પ્રકાશે પ્રવાહુ વિષે ભુલી ! રૂપેરી૦
નિરખિ તું છબી તુજ મુજ મુખડે, રિસાવે હો કાં પ્રિયે દુઃખ–
દિલડે ! રૂપેરી૦
મીઠું હરિમુખડું રૂપાળું, કૃપા કર તૃષત દૃગે ન્યાળુ ! રૂપેરી૦

હરિલાલ હ. ધ્રુવ.



## ૭૮. ચન્દ્રિકાને આમંત્રણ.

નયન નયને રે, નયન નયને પધારો, રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્ય્હાં ઘડિક આવજો રે લોલ;
ભવને ભવને રે, ભવને ભવને ત્હમારાં રાજમાલ !
ઉંડા આદેશ કિરણોમાં કૂહાવજો રે લોલ.

(સાખી) મધુર મધુર મુખડે હસો વિરલ તેજનાં હાસ;
હેરી હેરી હરખશું અધઉઘડયાં એ વિલાસ.
*મ્હોરી વસન્તની વાડીઓ, હો જગલક્ષ્મી !

---

* વટસાવિત્રી વ્રત આજ પૂરણુ કરીએ રેઃ—એ રાગ.

કરે કોયલડી ટહુકાર, હો આવજો જગલક્ષ્મી !
ધીમાં ધીમાં રે, ધીમાં ધીમાં પધારો રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્ય્હાં ઘડિક આવજો રે લોલ.

(સાખી) અમીરંગી નિજ સાળુનો પાલવ જોતીં રસાળ,
ચાલી ચન્દન ચોકમાં રસઅભિલાષુ બાળ.

વીણી ગૂંથી ઉરની પ્રભા, હો મદભરિયાં !
લીધોં કરકમળે વરમાળ, હો આંખડી મદભરિયાં.
એવાં અધિરાં રે, એવાં અધિરાં મ હોય રાજબાલ !
ઉંડા આદેશ કિરણોમાં કૂહાવજો રે લોલ.

ન્હાનાલાલ દલપતરામ કવિ.



## ૭૯. ચન્દાનો સ્વર્ગીય રાસ.

( ગરબે રમવાને ગોરી નીસર્યા રે લોલઃ—એ રાહ. )

ચાલો સાહેલી સર્વ સાથમાં રે લોલ;
રમીએ તાળી લઇ હાથમાં રે લોલ.

ચન્દા હસે છે આ મન્દા કપોલમાં;
જોઇએ એ હાસ સર્વ સાથમાં રે લોલ,
હાં હાં સાહેલી સર્વ સાથમાં રે લોલ.

વારિ વહે જૂઓ રૂપેરી ધોધમાં;
ધોધે ન્હાશું રે સર્વ સાથમાં રે લોલ. હાં હાં૦

ચન્દા રૂપેરી આ ભૂમિ રૂપેરી;
થઈ એ રૂપેરી સર્વ સાથમાં રે લોલ. હાં હાં૦

સુવાસી પુષ્પો આ કેવાં ખીલ્યાં છે;
લઇએ સુવાસ સર્વ સાથમાં રે લોલ. હાં હાં૦

ચન્દા વર્ષાવે જો પીયૂષ સ્નેહે;
પીશું પીયૂષ સર્વ સાથમાં રે લોલ. હાં હાં૦

જૂઓ ધીમે ચ્હડે ચન્દ્રકલા સહુ;
ચાલો ચાલો ચ્હડીએ સાથમાં રે લોલ. હાં હાં૦

સ્વર્ગીય ચન્દાના સ્વર્ગીય ચોકમાં;
ર્હડીએ લઇએ રાસ સાથમાં રે લોલ,
ચાલો સાહેલી સર્વ સાથમાં રે લોલ,

બાલશ્રી.



## ૮૦. પૂર્ણિમાનો રાસ.

( વટસાવિત્રી વ્રત આજ પૂરણ કરીએ રેઃ--એ રાહ. )

આજે પૂર્ણિમાની રાત, રૂડા ચાંદલીયા !
તું ગગન ખીલ્યો તે કાજ, કુડા ચાંદલીયા !

(સાખી) પદ પદ તિથિ ચ્હડતી શુદિ, ચ્હડે ચન્દ્રિકા તેમ,
ક્રમ ક્રમ ત્યમ ઉન્નત રહે ધર્મજીવનનો પ્રેમ.

શુદ્ધ પ્રેમ–પ્રતિબિંબ ઉરે પાડજે;
આત્મ કર્તવ્યભાવના ચખાડજે.

છે આજે હૃદય ઉલ્લાસ, શીલા ચાંદલીયા !
પણ કાલે હઈશ ઉદાસ, વીલા ચાંદલીયા !

(સાખી) વૃદ્ધિ ક્ષીણતા ઉદ્ભવ્યે સહનશીલતા ધૈર્ય,
દુઃખ શોક છાયા થતાં સમયસૂચકતા પ્રેર.

શુદ્ધ સત્વો કંઇ દિવ્ય ભાવી પ્રેરજે;
વિરલ સત્વે કંઇ સ્નેહ ભાવી પ્રેરજે.

તું ધોળો હૃદય અમ ધોળ, ધોળા ચાંદલીયા !
ઉરશુદ્ધિ છોળાછોળ, ભોળા ચાંદલીયા !

(સાખી) અનન્ત વાસ સુધારણા, દિવ્ય એકતારૂપ;
પરમ પ્રભા ચંદા સમી અર્પે તેજ અનુપ.

સદન સ્વર્ગથી અનેરાં ઓપાવજે,
વદન શાંતિસુધા કાન્તિથી દીપાવજે.

ખીલી ખીલી ખીલાવ તું અન્ય, એવા ચાંદલીયા !
પીએ સુધા રહો સૃષ્ટિજન્ય, દેવા ચાંદલીયા !
આજે પૂર્ણિમાની રાત, રૂડા ચાંદલીયા !
તું ગગન ખિલ્યો તે કાજ, કુડા ચાંદલાયા !

સ્નેહજ્યોત.

## ૮૧. ફુલડાંકટોરી.

(ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ:–એ રાગ.

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન !
ફુલડાંકટોરી ગુંથી લાવ્ય;
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહિં ઝીલું રે બ્હેન !
અંજલીમાં ચાર ચાર ચારણી રે બ્હેન !
અંજલીએ છુંદડાંના ડાઘ,
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

ઝીલું નહીં તો ઝરી જતું રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર,
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહીં ઝીલું રે બ્હેન !
ફુલડાંમાં દેવની હાથેલીઓ રે બ્હેન !
દેવની કટોરી ગુંથી લાવ્ય,
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

ન્હાનાલાલ દ. કવિ.



## ૮૨. રમ્ય રજની.

( સારૂં સારૂં રે સુરત શેહેર છ૦—એ રાગ. )

ઝીણા ઝીણા રે વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવની દેહ, અવનિ નાચે છે.
રૂમઝુમ ભમતી ધરણી લાડે, મઘું ઉછાળે વાસ રે,
દીવ્ય પ્રેમનાં બાળક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ. રજની૦

મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છંદી રમે રાસ રે,
કુમળાં સલૂણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ. રજની૦

શશી અમીં ગળતું આ છે વાદળ ઢળતું અવની-અંક રે,
હૈયાં અવની-રસિયાં જનની લેતી નવ નવ રંગ. રજની૦
પ્રભુરસ લસબસ ઘનઘુમ્મટથી સહુતાં પ્રણયી પાન રે,
સજાત જોડાં પાતાં પીતાં તરતાં અદ્ભુત તાન. રજની૦

વસન્તવિનોદી.



## ૮૩. શાન્ત સુરમ્ય રાત્રિ.

( સખી ! રમીએ આવો સૌ સ્નેહથી રે લોલ )

કરીએ મીઠી મીઠી વાતડીઃ—એ રાહ. )

શાન્ત સુરમ્ય શોભી રહી રે બ્હેન !
રાત્રી સ્વપ્રીતમ સંગમાં;
સંગમાં રસીલી રૂડા રંગમાં રે બ્હેન !
રાત્રી સ્વપ્રીતમ સંગમાં.

સ્નેહીત ઘેલી શ્યામા હર્ષથી રે બ્હેન !
મન્દ મન્દ શ્યામા સરે શરમમાં;
રૂપેરી સાળુ ભુરા અંગમાં રે બ્હેન !
રાત્રી સ્વપ્રીતમ સંગમાં.

તારલાના ફૂલકેરા ગુચ્છથી રે બ્હેન !
સામસામાં વ્હાલ ફેંકે હર્ષમાં;

મલકે મલકાવીને ઉમંગમાં રે બ્હેન!
રાત્રી સ્વપ્રીતમ સંગમાં.
ઝબકે શી સાળુ પ્રતિબિમ્બથી રે બ્હેન!
ફૂલ કેરા ખેલથી એ હાસ્યમાં;
વ્હેતી સરિત ગાતી ગાનને રે બ્હેન!
"રહેજો સૌભાગ્ય આ સદૈવ", રૂડા રંગમાં રે બ્હેન!
રાત્રી સ્વપ્રીતમ સંગમાં.

બાલશ્રી.



## ૮૪. અષાઢી રાત્રી.

(વ્હાલાં વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ:—એ રાગ.)

અષાઢી રાત ઘણી મેઘલી રે લોલ.
થાય વીજળી તણા ચમકાર રે—અષાઢી૦

અભ્રે ઘનઘોર ઘટા શી થઇ રે લોલ,
શાન્તિ સર્વત્ર વ્યાપી ગઇ રે લોલ;
મન્દ અનિલ પ્રસરનાર રે—અષાઢી૦

વરસે ધીરેથી આ મેહુલો રે લોલ,
વારિ અમીમય રેલતો રે લોલ;
સીંચે સૃષ્ટિ તણો સૃજનાર રે—અષાઢી૦

બોલે બપૈયા મીઠડું રે લોલ,
ગાયે કોયલ મીઠું ગીતડું રે લોલ;
મયુરો રેલાવે ટુહુકાર રે—અષાઢી૦

મલકતો મેઘ ગરજે ઘણું રે લોલ,
અસ્પષ્ટ બોલવું મંડુક તણું રે લોલ;
ત્યાં પ્રેમી આલાપે મલ્હાર રે—આષાઢી૦

પિયુ પોઢે હિંચોળાખાટમાં રે લોલ,
સેવા કરે સતી બહુ ભાવમાં રે લોલ;
સ્નેહી આન્દોલનો ઝુલનાર રે—આષાઢી૦

જે પ્રેમ-સંમેલનોથી વાદળાં રે લોલ,
વીજળીના પાશથી જળહળ્યાં રે લોલ;
દંપતી તે પ્રેમ ભોગવનાર રે—અષાઢી.

અધ્યાત્મિક.



## ૮૫. રાત્રી અને ચંદ્ર.

( ઇતિહાસની આરસી સાહી મ્હેં જોયું માંહીઃ—એ રાગ. )

(સાખી) જામે જ્યમ જ્યમ જામિની, જામે રસ ઝણકાર,
કુલટામન કંકાસ ને સતીમન હરખ અપાર.

રાતલડી રળિયામણી, મનમોહનજી,
કરે ચાંદલીયો ચમકાર, મનડું મોહ્યું રે; મન મોહનજી.
(સાખી) શિયળવંતી ને સાધવી તેના સુખના ઠાર,
ખોલ્યા પ્રભુએ ખંતથી આ રાત્રી મોઝાર.
પ્રેમભરી સતીની પ્રેમદા, મન મોહનજી,
તેના વાલમ છે વશીકાર, મનડું મોહ્યું રે; મનમોહનજી.

ગુજરાતી નાટક મંડળી.



## ૮૬. મેઘાડંબર.

( સમી સંધ્યાએ અમે નીસર્યાં રે જમનાજળ ભરવાઃ-એ રાગ. )

આડંબર રચ્યો ભવ્ય આ રે ગગન ઘને ઘેર્યું, હાંહાં રે૦
આછું પીળું જળ તેજ આ રે નભમંડળ વેર્યું. હાંહાં રે૦
ક્ષેત્ર ભૂમી રૂડી ઉપરે રે વાદળી વરસે છે, હાંહાં રે૦
મરકત શો ઘેરો લીલો રે ત્યાં વર્ણ વસે છે. હાંહાં રે૦
વૃક્ષઘટા ભીની અહિં રે ગંભીરી ઉભી; હાંહાં રે૦
તે મહિં દ્વાર બન્યાં કહીં રે ત્હાં શી દીસે ખુબી ! હાંહાં રે૦
પીત વસન ધરી ટેકરી રે તૃણશુન્યજ પેલી, હાંહાં રે૦
ગાયમહીષની તે પરે રે સેર શી આ રેલી ! હાંહાં રે૦
મ્હોણે દ્વાર બીજે થકી રે નભ દીસે ઘેરૂં; હાંહાં રે૦

જો ! આ સખી ! શું ત્હેં સુણ્યું રે ગર્જન ઘનકેરૂં. હાંહાં રે૦
દૂર જેહ ગિરિગહ્વરે રે પ્રતિરવથી નાચે, હાંહાં રે૦
સુણ્યું તે આ હુઇડે ઓંજું રે રવનૃત્ય વિરાજે. હાંહાં રે૦
ગિરિશિખરોને ભેટતી રે વાદળીઓ દોડે, હાંહાં રે૦
ભૂમિગોળ આલિંગી લે રે ઘનઘટા શી કોડે. હાંહાં રે૦

નરસિંહરાવ ભોળાનાથ.

---

## ૮૭. ઝીણા ઝીણા મેહ.

( સારૂં સારૂં રે સુરત શ્હેર, મુંબાઈ અલબેલી:—એ રાગ. )

ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મ્હારી ચુંદલડી,
એવો નીતરે કૌમારનો નેહ, ભીંજે મ્હારી ચુંદલડી;
આજે ઝમેને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઇ બાલા રે;
ભીંજે સખી ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માલાઃ હો ભીંજે મ્હારી૦
વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયુર કેરી વેણું રે;
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે;
ટમકે મ્હારા નાથનાં નેણુંઃ હો ભીંજે મ્હારી૦

આનન્દકન્દ ડોલે સુન્દરીના વૃન્દને,
મીઠાં મૃદંગ પડછન્દા રે;
મન્દ મન્દ હેરે મીટડી મયંકની
હેરો મ્હારા મધુર રસચન્દા; હો ભીંજે મ્હારી૦

ન્હાનાલાલ દ. કવિ.



## ૮૮. મેહુલો.

(આવો કુમકુમને પગલે, આવીજી ડગલે ડગલેઃ —એ રાહ.)

ઝરમર મેહુલો, મહારાજ !
ઝમઝમ ઝાંઝરી, હો બ્હેન !
ભીંજે નવલ કસુમ્બલ ચીર,
ભીંજે છાતડી, હો બ્હેન !
ઝરમર મેહુલો, મહારાજ !
ઝમઝમ ઝાંઝરી હો બ્હેન !
મોતી વ્યોમનાં, હો રાજ !
છલકે આંગણાં, હો બ્હેન !
ઉપવન રંગે રાજે, રાજ !
હૈડું હીંચે મુખડે, બ્હેન !
ઝરમર મેહુલો, મહારાજ !
ઝમઝમ ઝાંઝરી હો બ્હેન !

દુંદભી દેવનાં, હો રાજ !
પડઘા પ્રીતમના, હો બ્હેન !
પવન–પ્રતિહારીનાં ગાન !
હણહણે ઘોડલો, હો બ્હેન !
જો, જો, પ્રાણનાથનાં દર્શ;
ઝમઝમ ઝાંઝરી હો બ્હેન !
ઝમઝમ હૈડાં હૃદયનાં ગાન;
ઝમઝમ ઝાંઝરી, હો બ્હેન !

મૂળજી દુર્લભજી વેદ.

## ૮૯. વર્ષાદ પછીની રાત્રી.

( આવો આવોને બેની આજ, આપણુ રમીયે રેઃ—એ રાગ. )

ઉઠયો ઘનનો ઘેરો આજ નભને દમતો રે,
અને રજની શૃંગારસાજ સજી મનગમતો રે,
કેવી રમતી ધરી આનંદ અંગે અંગે રે !
ગુંથી કેશ વિશે અર્ધચંદ્ર હસતી ઉમંગે રે.
થઇ સ્નાનશુદ્ધ મેઘરજથી કેવી સોહે રે !
કાંઈ શૃંગાર સુન્દર સજતી મનડું મોહે રે.
આછી તારા ટપકી વેરી ચમક ચમકતી રે,

હેવો ભુરો સાળુ રૂપેરી મ્હેરી લટકતી રે,
આજ રજની ! અધિક રમણીય મુજને તું લાગે રે,
આવી દીઠી નહી કમનીય કદી મ્હેં આગે રે.
દીર્ઘ વિરહ પછી કો જેમ યુવતી આવે રે,
ઉછળાવતી અદકો પ્રેમ પ્રિયમન ભાવે રે,
એવી રમણીયતર જો આજે રજની દીપે રે,
સાદી સુંદરતામાં વિરાજે સ્વર્ગ સમીપે રે.
મન્દ મધુર અનિલ-ઉચ્છ્વાસ રજનીમુખ કેરો રે,
રેલે આનન્દરસ ચોપાસ કાંઇ અનેરો રે.
કૃત્ય તિમિરસહોદર ઘોર જગસુખ હણતાં રે,
તુજ આગે તજી નિજ જોર ઉજ્જવલ બનતાં રે.
ક્રૂર સાવજ સરિખા શોર કરતા ભાવો રે,
મુજ હૃદય વિશે ક્ષોભ ઘોર જેણે મચાવ્યો રે,
તેહ સર્વે તુજ એક હાસે, રજનિ ! ઓ રૂપાળી રે,
થયા લુપ્ત હવે જો ! ભાસે, અહો દિવ્ય બાળી રે.

નરસિંહરાવ ભોળાનાથ.

## ૯૦. કોયલ.

( સુખડે રચ્યાં રે કમાડ, શ્રીખંડે ધોળ્યા ઓરડા રેઃ—એ રાગ. )

આવી રૂડી સરોવરની પાળ,
આંબા કેરી ડાળ, મૂકીને કોયલ ક્યાં ગ્યાંતાં રે.

શીલા રે—ભાઇના ઓરડા રે,
ત્યાં રૂડાં ધોળ ગવાય,
જોવાને અમે ત્યાં ગ્યાંતાં રે. આવી૦

શીલા રે—ભાઇના માંડવા રે,
ત્યાં રૂડા માંડવા ચોડાય,
જોવાને અમે ત્યાં ગ્યાંતાં રે. આવી૦

શીલા રે—ભાઇનાં માંહ્યરાં રે;
ત્યાં રૂડી કન્યા પરણાય,
જોવાને અમે ત્યાં ગ્યાંતાં રે. આવી૦

અજ્ઞાત. (લોકગીત)

---

## ૯૧. કોયલનો ટહુકો.

(હરિ ભજનવિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવેઃ—એ રાગ.)

અલિ કોકિલા ! મિથ્યા મધુરો ટહુકો કાં તું ગુમાવે,
આ વિશ્વ વિષે અગણિત સુન્દર વસ્તુ વિરલ પિછાને;

કૃષિકાર ક્ષેત્રથી આ જાયે,
તુજ સ્વરપર નવ તે લક્ષ દિયે,
તું વૃથા સબળ શ્રમ કેમ લિયે;—અલિ કોકિલા૦
તું બને અધીરી ક્રોધ કરે,
કંઇ વિશેષ બળ કરી રવ ખેંચે,
જડ કર્ણ નહિ તે શ્રવણ ધરેઃ—અલિ કોકિલા૦

*   *   *   *

હું કયમ વિસરૂં, સ્વભાવથી જ રહ્યું તુજ સૌખ્ય સુગાને,
ટહુકો મિઠ્ઠો, હર્ષ થકી રસિકોહૃદયે તું રેડે;—
બેકદર ન તારી પિછાન કરે,
કંઠામૃતનો નવ સ્વાદ લહે,
નહિ તે તું ઉપેક્ષા હૃદય ધરેઃ—હું કયમ વિસરૂં૦
તું અધીરી નહિ કંઈ ક્રોધ કરે,
તું વૈર વિના અતિ ઉત્સાહે,
તુજ ગાનધર્મે અનુરક્ત દિસેઃ—હું કયમ વિસરૂં૦

ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ, બન્ધુસમાજ.

## ૯૨. કોયલનો ટ્હૌકો.

( વટ સાવિત્રી વ્રત આજ પૂરણ કરીએ રે:-- એ રાહ )

ઉંચા આકાશ, ઉંચી વાદળી, અલી કોયલડી !
કાંઇ ઉંચા ત્હારા રણુવાસ;
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

વાજે વસન્તની વાંસળી, અલી કોયલડી !
કાંઈ જામે રસિકના રાસ;
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

હૈડે મ્હારે હતું ગીતડું, અલી કોયલડી !
એતો ગાયું ત્હેં આજે અમોલ;
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

ઉરમાં મ્હારે એક મોરલી, અલી કોયલડી !
બોલી કાલાઘેલા ત્હેના બોલ;
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

બોલી ઘેલા ઘેલા મદબોલ,
બોલી કાલા કાલા બ્રહ્મબોલ;
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

ન્હાનાલાલ દ. કવિ.



## ૯૩. કોયલ.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામનેઃ—એ રાગ. )

સુણી મધુરો રવ ઉંડો કદી આનન્દમાં,
કે શ્યામ વરણુ શોધી ખેદ કરો ત્હમે,
એ તો ગાતી ઘુમશે તરૂના વૃન્દમાં,
કોયલડી નવ લેખે ત્હમને કો સમે.

વંસન્ત ચૂમે વનવેલીને જ્યાહરે,
પવન એહશું હોળી વળી જ્ય્હારે રમે,
ભર આનન્દે એતો ગાશે ત્યાહરે,
કોયલડી નવ લેખે ત્હમને કો સમે.

કે ઘન નભમાં નાચે રંગે જ્યાહરે,
ને શીતળ સહુ થળ શાન્તિ વર્સે ચોગમે,
ઉછરંગે એ ગાશે મીઠું ત્યાહરે,
કોયલડી નવ લેખે ત્હમને કો સમે.

નરસિંહરાવ ભોળાનાથ.



## ૯૪. વસંતદૂત.

( સારૂં સારૂં રે સુરત સ્હેર મુંબાઇ અલબેલીઃ—એ રાગ. )

ધન ધન રે ત્હારૂં ગાન ! વ્હાલી કોયલડી !
સુણ્યોં પામું અદ્દભુત જ્ઞાન, એવી શીખ જડી !—
વસંતદૂત બનીને તું તો આવે ગાતી ગીત રે,
તરસ્યાં હૃદયે રેડે જેની અમૃતધાર સપ્રીત !—વ્હાલી કોયલડી !

દિવ્યલોક સૌ હવે સુધારે તુજ વનઆસન પૂર રે !
વનવન તુજ અભિવંદન ગાયે, હર્ષ ધરીને ઉર !—વ્હાલી૦
આંબામ્હોર ખીલી રૂહે ત્યારે, સુણિયે તુજ સ્વર મિષ્ટ રે;
તુજ આ વાર્ષિક પંથ બતા'વા, છે કોઇ તારક ઇષ્ટ !—વ્હાલી૦

મધુરી કોયલડી ! તુજ સાથે પુષ્પવિજય હું ગાઉં રે,
કુંજ વિશેથી પક્ષીનું શુભ ગાન સુણી હરખાઉં !—વ્હાલી૦
છોકરડાં રમતાં તુજ ગીતની નકલે પાડે રીડ રે;
નવલ વસંતના સ્વર સુણવાને, બને બહૂજ અધીર !—વ્હાલી૦
રહી વસંતઅતિત પછી ઉડે, બંધ કરી તુજ ગાન રે;
અન્ય વસંતવિજય ગાવાને, દોડે બીજે સ્થાન !—વ્હાલી૦

કુંજ સદા તુજ છે લીલો ને સ્વચ્છ જ તુજ આકાશ રે;
તુજ ગાને નહિ શોક ઘુસે કદી, વસે સદા ઉલ્લાસ !—વ્હાલી૦
ઓ રસિલી કોયલડી ! જો કદી ઉડી શકત મુજ કાય રે,

તો તુજ સાથ રહી હું ચાખત લીલા રસ જગમાંય !—વ્હાલી૦
આનંદી પાંખોં સહુ આપત જગને વાર્ષિક ભેટ રે !
વસંતના સાથી બની આપણુ રૂહેત અદલ નિત નેટ !—વ્હાલી૦

અરદેશર ફ઼. ખબરદાર.

## ૯૫. ગિરિકોકિલ.

( સારૂં સારૂં રે સુરત શ્હેર મુંબાઇ અલબેલીઃ—એ રાગ. )

ઓ ગિરિકોકિલ તું !
શું અદ્દભુત રેલે ગાન, ઓ ગિરિકોકિલ તું !
તુજ ગૂઢ અર્થનું જ્ઞાન પામું ન કો દિન હું.
મેઘશિખર છૂપી ચંદા વરસે સ્મિત અમીધાર અનન્ત રે,
ને ગિરિ, તરૂ, જળ મત્તજ ઘૂમે,—હેવું ગાન રેલંત,
ઓ ગિરિકોકિલ ! તું.
લતા માધવી—ઉછંગ ઉછળી કળી રમે લાજાળ રે,
સુગન્ધ ને સ્મિત ચોગમ વેરે,—એવી મધુરરવ ધાર
ઝરે ગિરિકોકિલ ! તું.
ટિટૂ ટિટૂ ગાન કુંડાળે ભમતું નભમોઝાર રે;
ગિરિશૃંગોમાં ધ્વનિ મધુરો દઇ રમ્ય રજતરણુકાર
કરે ગિરિકોકિલ ! તું.

મધ્ય રજનીં ચાંદનીંમાં ચળકે, સાગવને ગુંજવાયું રે,
ધુમસ રૂપેરી તે પર તરતું ગાન ચમકતું આવ્યું,
જો ગિરિકોકિલ ! તું.

અવિરત મધુરા ગાનતણી તુજ કવિતા કદીં ન સુકાય રે,
એ અદ્દભુત ગુણ ક્યાંથી સાંપડયો ? મધુર જ મધુર જ ગાય,
ઓ ગિરિકોકિલ ! તું.

પ્રિય સહુચરીંને શું તું સોધે ગાન ગાઇ વનવનમાં રે ?
તે થકીં શું કંઇ મધુર ગાનને રંગે ભાવ કરૂણમાં
ઓ ગિરિકોકિલ ! તું.

માનવજીવનના સુર ઉંડા, પ્રફુલ્લ ને વળી ઘેરા રે,
તે સર્વેનાં રહુસ્ય સાચાં વાંચી સકે જ અનેરાં,
તે ગિરિકોકિલ ! તું.

નૂતન ધનરંગે રંગીલી સન્ધ્યા લટકે આવે રે,
મધુર અનિલ ઉચ્છ્વાસથી કરતી અધરસ્પર્શો ભાવે
ઉંચા ગિરિવરને;

તોય અડગ ગિરિ સમાધિ ન તજે, તે ગિરિ પણ દ્રવ ધારે રે,
જેહ વેળ સુરસુન્દરીં સન્ધ્યા લલિત સુરો લલકારે
આ ગિરિકોકિલના.

ગૂઢ શક્તિને ગૂઢ અર્થ તુજ કળી શકું શી પેર રે ?

મૂઢ બને ગિરિવર જ્યહું પીતાં અવિરત અમીરસ સેર
તુજ ગિરિકોકિલ ! ઓ !

નરસિંહરાવ ભોળાનાથ.

---

## ૯૬. સૃષ્ટિલીલા.

( નમી પાયે પડું હું માત તાહરે રે લોલઃ-એ રાહ. )

મીઠી મંજરી મલકાતી મધુવનમાં રે લોલ;
પરમ પ્રાણના પટે પૂર્યા પરાગ મહાભાગ;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

ક્યારે ક્યારે છે કેતકીના કુંજ કેરી બ્હાર;
માંહે મંજુલ મીઠા ગુંજાર પ્રિયસાર;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

મંદ વાયુની વેણું વાજી રહી રે લોલ;
કરે કોકિલ કૂૅ કૂ કલ્લોલ પ્રિય બોલ;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

સરિતા સરતી ને સ્હેજ નાચતી રે લોલ;
નાચે નાચે છાંટે છે રસછોળ તટકોર;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

ઉગ્યા તારા અને ઉગી ચન્દ્રિકા રે લોલ;
લલિત લીલા એ વારિમાં વિલાસતી રે લોલ;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

સૃષ્ટિ સોહે સાનન્દ સજી શૃંગાર હાર;
દિવ્ય કંઠે વિરાજે વિભુની વરમાલ;
કુંજકેલિ રહી કુમુદકૌમુદીબહાર;
શ્યામા સોહે સજીને સર્વ સૌન્દર્યસાર;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

નયન નીરખે એ નર્તની નારીનો બહાર;
હૈયું હીંચે હારી કરે આનન્દનાદ;
કુંજે કુંજે વાજે એ કીર્તન કરતાલ;
પ્રભુ પ્રેરે પ્રેરે પ્રેમે પ્રાણવિકાસ;
હલા હીંચે હરિયાળીને હીંચકે રે લોલ.

મૂળજી દુર્લભજી વેદ.



# ૬. વિવિધ.

## ૯૭. ગુણવંતી ગુજરાત.

* ( રાગ મહાડ. )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત, અમારી ગુણવંતી ગુજરાત !
(સાખી) મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીશ,
માત મીઠી ! તુજ ચરણ પડીને(૨)માગીએ શુભ આશીષ.
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦
મીઠી મનોહર વાડી આ મ્હારી નંદનવન શી અમોલ;
રસફુલડાં ચીણતાં વીણતાં ત્યાં(૨) કરીયે નિત્ય કલ્લોલ.
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦

---

* આ રાગ સાધારણ રીતે ગરબીમાં ગણાતો નથી; છતાં ગરબાઓમાં જો તે ગાવામાં આવે તો તે ઉતરી શકે, એટલું જ નહીં પણ મધુર લાગે એમ માનવામાં આવે છે. આમાંની સાખીની પ્હેલી લીંટી ગવાયા તથા ઝીલાયા પછી, બીજી લીંટીનું પ્હેલું અર્ધુંજ ચરણ આ ગીત ઉપાડનાર ગાય, તે બીજાં ઝીલે, તે પછી બાકીના ચરણ સાથે ટેકનો ભાગ લઇ તે બંને ભેગાં જ ઉપાડવામાં આવે, અને તેજ પ્રમાણે તે બંને સાથે જ ઝીલાય તો આ રાગ ગરબામાં ઉતારવામાં સરલ થઇ પડશે. આ રીત બતાવવા માટે અર્ધા ચરણ પછી ( ૨ ) આવી નિશાની કરી છે.

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં(૨) અર્પણ કરીએ જાત.
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશવિદેશ અહોનિશ અંતર(૨) એકજ ત્હારી છાંય,
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦

રસસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપુર,
પુણ્યભૂમિ ફૂળફૂલ ઝઝૂમી(૨) માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે(૨) કરીએ સેવા સહુ કાળ.
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦

ઉર પ્રભાતસમાં અજવાળી, ટાળી દે અંધાર,
એક સ્વરે સહુ ગગન ગજવતો(૨)કરીયે જય જયકાર.
અમારી ગુણવંતી ગુજરાત ! ગુણ૦

નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !

અરદેશર ફ. ખબરદાર.

## ૯૮. મીઠી મોરલી.

( ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો:-એ રાગ. )

મીઠી મોરલી મધુભર્યું શું વાય છે જો,
વહી વનવને અનેરૂં ઘેરૂં ગાય છે જો;
પાતાં વેણુ વ્હૉલો જીવ ઉડી જાય છે જો,
આલી ! અંતરે કંઇ કંઇ કૈં થાય છે જો.
ગીતલ્હેર વ્હાલીડી ઝુલી ઝુલી જતી જો,
ઉરકુંજમાં ઉંડેરૂં ગાન ગુંજતી જો;
નેહ લગની લાગી, દિલડું બધું દે મથી જો,
બીજું બ્હેની ! ગમતું–ગમતું કાંઇ એ નથી જો.
ઓઘ આંસુડાં અમોદ તણાં ઉછળે જો,
મંજુ અંગુલી શું લલિત બાહુડી લળે જો;
શ્યામ સુન્દર મુખ મોહિની સુહાય છે જો,
વ્હાલી વેણુ જીવન ધીમિ ધીમિ છાય છે જો.
ઝીણું ઝરમરઝર ઝરત ગાન મ્હેવલો જો,
શીળું કોયલ ને લોલ લવે મોરલો જો;
મોહન મન્દિરિયે પ્રેમ તણી હેલિ છે જો,
થઇ બ્હેની ત્હારી આજ ઘેલી–ઘેલી છે જો.
દૂર દૂર અમિ રમ્ય સૂર આવતા જો,
ઉર ઉર તણા ભેદને ડુબાવતા જો;

પ્રભુજીઅધર રમ્યાં વાયક છલકાય છે જો,
સકળ જગત કહિંય ઉતરી-સરી જાય છે જો.
ગગનચંદની શી ટપક, તારલા રહી જો,
જીવનઅંજની શી રજની હૃદયમાં વહી જો;
સ્થળ ચેતનને નન્દિની પ્રિય બંસરી શું જો,
સજનિ ! એક રૂપ-એક આત્મ બની રહું જો.
રાગસાગરકલ્લોલમાં હું ડોલતી જો,
પ્રાણ ટુહુકતા અમોલ બોલ બોલતી જો;
વિરલ પ્રીતમ રેલી માધુરીમાં ન્હાઉછું જો,
સખી ! વારી વારી તન-મન-ધન જાઉછું જો.

સુમન્ત.



## ૯૯. કહાનની વાંસળી.

* ( રાગ માઢ. )

વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કહાન,
નાદે વેધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન. વાગે૦
તરૂની શાખાઓ ઝુમી રહી રે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુમી રહી રે (૨)
ભાગ્ય અમારાં આજ. વાગે૦

* ૯૬ મા ગીતની નીચેની ફુટનોટ આ ગીતને પણ લાગુ પડે છે.

જમુનાનીર ચાલે નહી રે, મૃગને મોહ જ થાય;
પંખી માળામાં હાલે નહીં રે, (૨)
નાદ સુણી ન રહેવાય. વાગે૦

વાછરૂં કાન દઇ સાંભળે રે, કરે નહીં પયપાન;
ગાયો ગાળા તોડી તાંહાં પળે રે (૨)
નાદ સુણવાને કાન. વાગે૦

ફૂલ્યાં કમળ જળને વિષે રે, દીસે ઉદ્દયો છે ભાણ;
શંકર સમાધ મેહેલી રહ્યા રે (૨)
થયું જગતને જાણ. વાગે૦

દયારામ.

## ૧૦૦. વરકન્યાને આશીર્વચન.

( અમે ઇડરીઓ ગઢ જીત્યાં રે આનંદ ભયો:—એ રાગ. )

આજે હર્ષ હૃદય ઉભરાય રે, શુભ લગ્ન થતાં.
થઇ દંપતીની એક ગાંઠ રે, શુભ૦
કંઇ વાજાં મધુર વગડાય રે, શુભ૦
કંઈ મંગલ ગીત ગવાય રે, શુભ૦
સ્નેહી હૃદયકમલડાં ખીલાય રે, શુભ૦
કંઇ પુષ્પની વૃષ્ટિ થાય રે, શુભ૦

ગૃહસ્થાશ્રમનું લીધું વ્રત આજે રે, શુભ૦
હવે દેવોનાં વાજીંત્ર વાજે રે. શુભ૦
કરો સફલ આ જીવનપ્રયાણ રે, ઇચ્છીએજ અમે
કરો આત્મતણું કલ્યાણ રે. ઇચ્છીએ૦
આર્ય પતિપત્નીનું આ જોડું રે, ઇચ્છીએ૦
થાઓ જગમાં યશસ્વી ઘણેરૂં રે. ઇચ્છીએ૦
રાખી સંપ, વડીલતણું માન રે, ઇચ્છીએ૦
કરો ગૃહમન્દિર સુખસ્થાન રે. ઇચ્છીએ૦
જાણી દંપતીનાં ધર્મકાર્ય રે, ઇચ્છીએ૦
તરો સંસારસિંધુ અપાર રે. ઇચ્છીએ૦
આવાં દંપતી સુશીલ સુજ્ઞ રે, ઇચ્છીએ૦
સ્નેહસરમાં રહો સદા મગ્ન રે. ઇચ્છીએ૦
કરી દેશી જનોનું કલ્યાણ રે, ઇચ્છીએ૦
કરો ગૃહસ્થીનું જીવન પ્રમાણ રે. ઇચ્છીએ૦

ભોગીન્દ્રરાવ રતનલાલ.

( સુબન્ધુ, બન્ધુસમાજ. )

## ૧૦૧. જળ ભરવાની ક્રીડા.

(ક્યાં ગયો રે પેલો મોરલીવાળો, મનના ઘુંઘટ ખોલી રે–એ રાગ.)

ચાલોને સહિયર હસતાં રમતાં જળ ભરવાને જઇએ રે.
શીતળ નિર્મળ નીર નદીનાં છોળે ઝીલી સુખી થઇએ રે. ચાલો૦

(સાખી) તટ તરૂવર ઝુકી રહ્યું, ડાલો ઝોલાં ખાય,
તે પર પંખી જોડલું ચાંચ ભરીને ન્હાય,

પ્રેમે મસ્ત બનીને રમતું, તેને વધામણાં દઇએ રે, ચાલો૦

(સાખી) આછી લ્હેરો પવનની, આછા નદીતરંગ,
આછાં વસ્ત્ર સખી તણાં, આછું જોબન અંગ-

આછાં રહ્યાં સ્મિત હાસ્ય મુખે, સખી ! તેને વધામણાં દઇએ રે.
ચાલો૦

ગુજરાતી નાટક મંડળી.

## १०२. આજકી માણેકઠારીયાં.

( શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજથકી,
શ્યામરંગ સમીપે ન જાવું:–એ રાગ )

આજકી માણેકઠારીયાં, મોહનજી, આજકી માણેકઠારીયાં.

દુધ પેંાઆ ઓર રાઇતી કેરી;
ઉપરથી ગુવાર વઘારીયાં. મોહનજી૦

બરફી પુરી આહાચીરી;
ઉપરથી લીંબુ ખટાઇયાં. મોહનજી૦

સેવ કંસાર ને કારેલાં કંટોળાં;
ઉપરથી સુરણુ સવાદિયાં. મોહનજી૦

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
ભાવે કરીને આરોગીયાં. મોહનજી૦

મીરાંબાઇ

## ૧૦૩, આપણા હક્કો.

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને એ રાગ. )

સાહેલી ! શા શા છે હક્કો આપણા ?
" સ્હાવું–સ્હેવું ! "–કરવું જીવન કર્મ જો;
નિર્મળ ચિત્તથી પ્રભુભક્તિ પ્રેમે કરો,
વ્હાલી બ્હેનો ! માનો એ નિજ ધર્મ જો.

" રોનારાંની સાથે રોવું આપણે."
મનુજ હૃદયમાં નવલું ચેતન રેડવું;
નયનેથી વ્હેતાં આંસુડાં લૂછવાં,
ભય સહુનો કરી નાશ, અભય બ્હેની ! થવું.

× × × ×

જ્યારે જગની આશ વિનાશ થતી દીસે,
મીઠડી સ્વર્ગીય શ્રદ્ધા તવ તેને દીયો;
રવડી મરતાંને નિજ ઘર બતલાવવું,
દુષ્ટ પથે ભમતાં સન્માર્ગ ચ્હડાવજો,

અનાથ બાલો વિધવા અબલાઓ ઘણી,
દો ત્હેને શાન્તિ સુખ ને આરામ જો;

ન્હાનકડાં બાલોમાં નીતિ પ્રેરવી,
પ્રભુપંથે દોરવવાં લાવી પ્રેમ જો.

મમતાળુ મધુ ઝરતાં વચનો બોલતાં,
બાલ જીવન વિકસાવો પ્રીતિ રેલી જો;
કેળવણી આપી બુદ્ધિને ખીલવી;
આત્મા કંઈ ભીજવી ચલવી રસહેલી જો.

શીખવો બ્હેનો! ખોટાં સુખ તજવાનું, ને
અર્પો ઉર દૈવી સુખ તણા તરંગ જો;
વ્હાલી બ્હેનો! એ હકકો સહુ આપણા,
કયેમ ન ભોગવીએ આણી ઉમંગ જો.

જીવન જગમાં પ્રિયની પ્રીતિ કારણે,
મરવું વળી એ પ્રેમપ્રતીતિ આપવા;
પૃથ્વી પરનાં ગૃહજીવન દીપાવવાં,
મધુરાં વચનો વદતાં હાસ્ય વડે મીઠાં.

બ્હેનો! સન્માર્ગે તમ જીવન ગાળજો,
ઉપયોગી આનન્દન એ સ્થળ સ્વર્ગ છે;
આપણને વધું હક્કની પછી જરૂર શી?
સુન્દરી કેરા સર્વોત્તમ હક્ક આજ છે!

બરબડવું મિથ્યા શા માટે આપણે ?
કે જગદીશે આપ્યો સ્ત્રીઅવતાર જો;
પ્રભુએ આપી બુદ્ધિ સદુપયોગથી
દુનિયાં અજવાળે, એ જીવન સાર જો;
સાહેલી ! દ્વારો છે ખુલ્લાં સ્વર્ગનાં !

હરિ ( સુન્દરીસુબોધ. )



## ૧૦૪. ચન્દ્રિકા.

( ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જોઃ-એ રાગ. )

ખીલી પૂર્ણિમાની ચંદા નભ મંડળે જો !
વેરે ચન્દ્રિકા શિતળ મ્હારા ઉરમાં જો !
મ્હારા ઉરના અંધારાં અજવાળતી જો !
સ્નેહ સૌમ્ય રૂડાં હૃદયે પ્રકટાવતી જો !

× × × ×

હૈડાં હૈડાં ખોલીને સ્નેહ ઝીલતાં જો !
રચી રૂડા મહારાસ તેમાં રાચતાં જો !

એકતાન દિવ્ય રાસમાં બની જતાં જો!
ઝાંખી વ્હાલા પિતાની એમને થતી જો!

મનુ-કુંજે અમે સ્નેહઅમી સીંચતાં જો!
પ્રભુરસની હેલી અમે રેલાવતાં જો!

હરિ. ( સુન્દરીસુબોધ.)

## ૧૦૫. શરદ પુનેમ.

( સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબાઇ અલબેલીઃ-એ રાગ. )

છે માણેકઠારી આજ, પુનેમશ્રી મોટી,
શો ચંદ્રતણો પ્રકાશ, જાણે હોય જ્યોતિ.

નભ મંડળમાં છે અજવાળું દીપે જેવું જ્યોતરે;
ધરણી ધોળાં વસ્ત્ર સજીને થઇ રહી ઓતપ્રોત -પુનેમ૦

લીલી ધરણી ધોળાં વસ્ત્રે સુંદર કેવી લાગેરે;
નવપલ્લવપર પૂર્ણ પુનેમે શિત રશ્મો છે આપે. -પુનેમ૦

વિશ્વવિલાસી વિશ્વેશ્વરની સુન્દર લીલા નિરખોરે;
વિના દીપકે સૃષ્ટિ દીપી, અકળીત કળાએ હરખો-પુનેમ૦

આજે ઉત્સવ છે ઇશ્વરનો પ્રેમે દર્શન લઇએરે;
હૃદય મન્દિરે શ્રીજી બિરાજ્યા ત્યાં ચિત દોરી જઇએ-પુનેમ૦

પૂર્ણ જ્ઞાનનું કરી અજવાળું, નિરખો નાથ નિયંતારે;
શ્રી હરિ કેરા ચરણશરણથી ટળે અહંતા મમતા–પુનેમ૦

પૂર્ણ કળા પ્રભુએ છે પ્રકાશી, મહિતળ માંહી પ્રસારીરે;
તેજ પ્રભુ અંતરમાં પ્રકાશી હરિસુખને લો ઉગારી–પુનેમ૦

સૌ. હરિસુખગૌરી વામનરામ.



## ૧૦૬. સુન્દરીનાં સ્વર્ગીય સુખો.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ. )

હાસ હસે છે હેત ભર્યું જ્યાં સુન્દરી
લ્હાણી થાએ મંજુલ વાણીની સદા
નયનોમાં જ્યાં નેહ તણી જ્યોતી દીપે
સંપ તણુ જ્યાં ચાલે શાન્તિ રાજજો

સુન્દર ગૃહમાં સ્વર્ગીય સુખડાં સાંપડે.

હઇડામાં જ્યાં પ્રેમ તણું ઝરણું ઝરે.
પોષે મીઠડાં વચનો અંતરવેલ જો
સાદાઇને શોચ તણા પાઠો ભણી
અંતરના અજવાળે સઘળા મેલ જો

સુન્દર ગૃહમાં સ્વર્ગીય સુખડાં સાંપડે.

સત્ય સ્નેહુની સીતારીના સુર જ્યાં
ઉપજાવે આંદોલન દિન ને રાત જો;
બ્રહ્મજ્ઞાનનાં ગીતડાંના લલકારથી
જાગે માનવ અંતરના સહુ તાર જો

સુન્દર ગૃહુમાં સ્વર્ગીય સુખડાં સાપડે.

સૌ. પ્રમીલા.

---

## ૧૦૭ સર્વોત્તમ કોણ.

મુગટ પર વારી જાવું નાગર નંદ. ( ૨ )

સબ દેવોમેં શીવજી બડા હે. ( ૨ )
પ્રાણીમેં બડા મનુજ. મુગટપર.

સબ તેજોમેં સુર્ય બડા હે ( ૨ )
તારામેં બડા ચંદ્ર. મુગટપર.

સબ પર્વતમેં હીમાચલ બડા હે, ( ૨ )
નદીયાં મેં બડી ગંગ. મુગટપર.

સબ ગોપનમેં શખા બડી હે, ( ૨ )
ગોવાલમેં યદુનંદ. મુગટપર.

મીરાંબાંઇ કહે પ્રભુ ગીરધર નાગર
સચ્ચિદ્દ્ઘન સુખકંદ
મુગટ પર વારી જાવું નાગર નંદ.

મીરાંબાઇ.

---

## ૧૦૮ સ્ત્રીમહિમા.

( ગાડી આવી ગુજરાત ચ્યગનકેરી ગાડી રે આવીઃ—એ રાગ.)

ગૃહની શોભા છે નાર, જગે જોતાં એજ જણાશે.
રૂડી નાર દીપે છે સંસાર, જગે જોતાં એજ જણાશે,

નારી સારી જે તણી તેને સુખ અપાર,
ભૂંડી ભાર્યા જો મળી, બગડયો તેનો સંસાર. જગે૦

ખાવું પીવું આ જગે સુખનાં જે જે દ્વાર;
સુકુળ નારે સાંપડે, અનુભવે જન ઠારોઠાર. જગે૦

પુરૂષ છે રાજા પદે, નારી જાણુ પ્રધાન;
ચતુર પ્રધાન જે રાજનો, તેનો રાજા પામે સન્માન. જગે૦

પુરૂષ મેળવતા જગે મહા પ્રયત્ને ધન,
સોંપે નિજ નારીકરે જુજવું નવ રાખે મન. જગે૦

સદ્દગુણી સ્રી નેહથી કરે સકળ વ્યવહાર,
નીતિ અને શુભ રીતિથી સંચી વધારે ભાર. જગે૦

વિપદે પતિને સાહ્ય થઇ ટાળે સઘળાં દુઃખ,
તે નહિ સ્ત્રી પણ દેવી છે, દેવીની પેઠે દે સહુ સુખ. જગે૦

દમયંતી સાવિત્રી ને દ્રૌપદી આદિ નાર,
નિજ પતિને સુખ આપવા કષ્ટ વેઠયાં છે અપાર. જગે૦

મહા પદે પુરૂષો ચઢયા તે પણ સ્ત્રીનો પ્રતાપ,
રત્નગર્ભા નારીઓ—એમ મળી છે શાસ્ત્રે છાપ. જગે૦

આજે તે યશ રાખવા ધરવી મનમાં હોંશ,
કષ્ટ સહી, સતી નામને લેવા ધરો ઉર હોંશ. જગે૦

વનિતાવિશ્રામની વ્યવસ્થાપક.

## ૧૦૯. સાસુવહુનો સંવાદ.

સાસુ શું સંતાપો મુજને શા કારણ પરણાવી રે.

આગળ બાઈજી એમ કહેતાં કે વહુને આપું દુધ રે;
હવે તો બાઇજી વિયાળુ વેળા આ શાં માંડો જુધ રે.

આગળ બાઇજી એમ કહેતાં કે વહુને આપીશ ખાંડ રે,
હવે તે બાઇજી એમ શું કહોછો વહુતો થઇ છે લાંઠ રે.

આગળ બાઇજી એમ કહેતાં કે વહુને આપું સાકર રે;
હવે તે બાઇજી એમ શું કહોછો વહુ તો ઘરની ચાકર રે.

આગળ બાઇજી એમ કહેતાં કે વહુને આપીશ સાડી રે;
હવે તે બાઇજી એમ શું બોલો વહુ તો થઇ છે અનાડી રે.
આગળ બાઇજી એમ કહેતાં કે વહુને આપીશ કંઠી રે;
હવે તે બાઇજી એમ શું કહોછો વહુની વાતો વંઠી રે.
આગળ બાઇજી એમ કહેતાં કે વહુ તો ઘરની રાણી રે;
ઘડેથી તે આગર સુધી નિત હવે ભરાવો પાણી રે.
આગળ બાઇજી કહે પહેરાવીશ વહુને પગમાં તોડા રે;
હવે તે બાઇજી એમ શું કહોછો વહુ તો પગનો જોડો રે.
આગળ બાઇજી કુંવર પરણાવવા ભજતા'તાં હરિહરને રે;
હવે તો બાઇજી તાડુકતાં નિત મુકો ગજાવી ઘરને રે.
આગળ કહેતાં દીકરી ઠીક પણ વહુની તો શી વાત રે,
હવે તો વહુને આપો રોટલો દીકરીને દુધભાત રે.
બાઇજી કહે બહુ બોલો ના વહુ, આટલો ન કરીયે વાદ રે;
ચાર ચાર વહુઓ આવશે ત્યારે ત્હારો ઉતરશે નાદ રે.
નિરાંતે લેજો ઓરીયો વહુ એકલાં રહી નરનાર રે;
અમે તે જઇશું કાશીએ વહુ ભોગવજો ઘરબારરે.

અજ્ઞાત (લોકગીત)



નોટ—આ લોકગીત કાંઇક અવ્યવસ્થિત રૂપમાં મળવાથી કેટલોક ઘટતો ફેરફાર કરવામાં આવ્યો છે.—શં. અ.

## ૧૧૦. વેંગણનો વરઘોડો,

( ગિરધારી રે, વાત કહું છું વિચારો ઇ૦:—એ રાગ. )

ચાલો જઇએ રે, વેંગણને વરઘોડે, એતો પરણે પાપડી જોડે.
માશી મોગરી રે, મ્હોડ ધરી આવ્યાં કોડે, ભીંડાભાઇ મુછ મરોડે.
[સાખી)દુધીભાભી આવ્યાં ગોરાં રે, વળી લાવ્યાં સાથે ટીંડોરાં રે,
ઠેઠ મુંબાઇથી આવ્યાં પંડોળાં રે, ખારીલી રે, વાલોળ વાંક ન છોડે.
ચાલો વેંગણને વરઘોડે.

આવી જાનમાં રે સર્વે જાતની ભાજી, મેથી તાંદળજાની તાજી;
લુણી પોઇ રે સુઆ થયાં છે રાજી, ખારી મોરસ હરખી ઝાઝી.
રાખી કડવાશ આવ્યાં કાલેરાં રે, સાથે આવ્યાં કંકોડાં ઘણેરાં રે,
માન માગે પરવળ મોંઘેરાંરે, કુળાં ગલકાં રે, લાવ્યાં ઘીલોડાં જોડે;
ચાલો વેંગણને વરઘોડે.

ધમધમતી રે, ગુવારની ફળી આવી, વળી ચોળીને બોલાવી,
સાંગરીને રે આણી ઘણી સમજાવી, સહુ શીંગ બેનો તેડાવી.
બાંધી કમર કોથમીર આલે રે, ફૂદીનો પણ હરખે ફાલે રે.
લીલાં મરચાંનો ક્રોધ બહુ સાલે રે, લીસાં લીંબુ રે,
મનગમતાં બધે દોડે; ચાલો વેંગણને વરઘોડે.

ચાલ્યાં સુરણ રે, તડબુચ; મીઠાં મોળાં, ચાલ્યાં કોબીજ ને વળી કોળાં;
આરીયાંનાં રે, ઉભર્યા ટોળેટોળાં, જાણે તોપ તણા સહુ ગોળા.

કાકા બટાકા હરખે ભરીયા રે, આવી મળ્યાં ગળ્યાં શકરીયાં રે,
તૈયારી કરે તાજાં તુરીયાંરે, સહુ મળીને રે, ચઢાવ્યા વરને ઘોડે,
ચાલો વેંગણને વરઘોડે.

ધરે છત્ર જ રે અળવી કેરાં પાન; કરી ચમર મુળા દે માન;
લીલાં પીળાં રે કેળા કરતાં તાન, સુકાં મરચાં વગાડે ગાન.
વરવેંગણ માંડવે બોલાવ્યા રે, સુંઠ સાસુ પોંખવા આવ્યાં રે;
તેડી મંડપમાં પધરાવ્યાં રે, પાપડીને રે શણગારી ચાંલ્લા ચોડે,
ચાલો વેંગણને વરઘોડે.

ખરે વખતે રે આવ્યા લસણ મામા, કન્યા પધરાવ્યાં વર સામાં;
હસ્ત મેળાપ રે થયા અંતર પડદામાં, ગીત ગાય સૌ ભાજી ભામા.
મીઠા ગોર થયા સાવધાન રે, દીધાં અળધરે કન્યાદાનરે;
થાય વેંગણ તો ગુલતાન રે,ઉઠયાં પરણીરે,સહુ કુટુમ્બને મળીયાં,
આવ્યાં પાપડીને ઝળઝળીયાં.

પ્યાજ કહે પાપડી પસ્તાઇ રે, પરણી વર કાળો શાહી રે,
એતો બાપડી ઘણું સોસાઇ રે, સહુ શીખ દે રે પીયર પાછી દોડો,
થયો વેંગણનો વરઘોડો.

અજ્ઞાત [લોકગીત)



નોટ—આ લોકગીત પણ અવ્યવસ્થિત રૂપમાં મળવાથી ઘટતો ફેરફાર કરવામાં આવ્યો છે—શાં. અ.

## ૧૧૧. વિદાય.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ-એ રાગ. )

આજ ગાનરાસ તો પૂરો થયો રે લોલ,
ખેલીશું હવે વળી કો દિન;
વ્હાલી વ્હેનીયો ! રે લોલ,
વ્હેલાં વ્હેલાં વળી પધારજો રે લોલ.

આજ ઉર-આનંદ કેવો રેલીયો રે લોલ !
કેવું કર્યું મીઠું રસપાન !
પ્રિય વ્હેનીયો ! રે લોલ,
વ્હેલાં વ્હેલાં વળી પધારજો રે લોલ.

(સાખી) ગાનવિમાને ઉડતાં, ફરિયાં રસઆકાશ,
ન્હાતાં સ્નેહસરિતમાં, માણ્યા દિવ્ય ઉલ્લાસ.

માણીશું ઉલ્લાસ એવા, હૃદયના, રે લોલ,
રેલીશું ફરીથી ગીતરંગ;
વ્હાલી વ્હેનીયો ! રે લોલ,
વ્હેલાં વ્હેલાં પુનઃ પધારજો રે લોલ.

ચન્દ્રિકા ઝરન્તી અમીધાર જ્યાં રે લોલ,
ખેલે શીળો વાયુ સુખકાર,—

એવા આંગણે રે બ્હેન !
વ્હેલાં વ્હેલાં ફરી પધારજો રે લોલ.

(સાખી] પ્રણયી હૃદયો જ્યાં હસે, નયનનયન મલકાય,
કરકમળો ગુંથાય, ત્યાં આનન્દો ઉભરાય.

ઓઘ એવા આનન્દોના ઝીલીશું રે લોલ,
બનીશું તે માંહીં રસલીન,
ભેગાં જ્યાં મળ્યાંરે બ્હેન !
વ્હેલાં સ્નેહાળ ! વળી પધારજો રે લોલ.

જગતજાળવેદનાઓ વિસ્મરી રે લોલ,
તેજીશું કંઈ જીવન અંધકાર
આનચંદ્રથી રે બ્હેન !
વ્હાલાં વ્હેલાં વળી પધારજો રે લોલ.

સ્નેહી રસિક સખિયો સર્વ લાવજો રે લોલ,
સોહશે સૌ સુન્દરીસંઘાથ
રમ્ય રાસમાં રે બ્હેન !
વ્હેલાં વ્હેલાં વળી પધારજો રે બ્હેન.

શંકરરાય અમૃતરાય.